કાવ્ય રત્નમાળા—રત્ન ૧ લું.

# પ્રભુ ભક્તિનાં કાવ્યો.



સંપાદક,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી એ.

પ્રકાશક,

શાકરલાલ બુલાખીદાસ બુકસેલર,

બાળાહનુમાન—અમદાવાદ


પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦.

સન ૧૯૧૯. સંવત ૧૯૭૫.


કીમત આઠ આના.

કાવ્ય રત્નમાળા—રત્ન ૧ લું.

# પ્રભુ ભક્તિનાં કાવ્યો.



સંપાદક,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

પ્રકાશક,

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર,

બાલાહનુમાન—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સન ૧૯૧૯ સંવત ૧૯૭૫.

કીમત આઠ આના.

# અર્પણ.

પૂજ્ય શ્રી

મોહનદાસ કરમચંદ ગાંધીને—

સત્યાગ્રહ આશ્રમમાં અવારનવાર "પ્રાર્થના" સમયે હાજરી આપેલી અને તે સમયે જે આનંદ, સુખ અને શાન્તિ અનુભવેલા તેના સ્હેજ સ્મરણરૂપે, જેમના નામે અખિલ ભારતવર્ષને મુગ્ધ કર્યું છે અને જેમનુ જીવન અને ઉપદેશ આપણને સન્માર્ગે પ્રેરે છે અને જેઓ ખરેખર એક મહાત્મા—અવતારી પુરૂષ છે તેઓને આ સંગ્રહ અર્પણ કરવામાં અહોભાગ્ય સમજું છું.

સંપાદક.

# પ્રસ્તાવના.

મનની સ્થિતિ નિરંતર બદલાયા કરે છે અને કેટલીકવાર આપણે એવી દશા અનુભવીએ છીએ કે જે વખતે મનુષ્યને ચિત્તની સ્વસ્થતા અને શાન્તિ માટે કોઈક પ્રોત્સાહક અને આશા રેડનાર બળ—શક્તિ—ની જરૂર માલુમ પડે છે. આશા નિરાશામાં, સુખ દુઃખમાં, વિપત્તિ અને વૈભવમાં, ગમગીની અને આનંદમાં મિત્રો અને સ્નેહીઓના આશ્વાસન અને સહવાસથી, સંતોના સમાગમ અને ઉપદેશથી, મુસાફરીથી, સૃષ્ટિ સૌન્દર્ય અને ચિત્રોના નિરીક્ષણથી, કાવ્ય અને સંગીતના શ્રવણથી, ઘણી વખત આપણને કાંઇક શાન્તિ અને સ્વસ્થતા પ્રાપ્ત થાય છે. પણ આ સર્વ બાહ્ય સાધનો છે અને તેની સહાયતા અને અસર મોટે ભાગે અનિશ્ચિત અને તાત્કાલિક હોય છે. વાસ્તવિક રીતે આપણને ખરૂં આશ્વાસન અને સુખ, શાન્તિ અને આનંદ માત્ર પ્રભુમાં અચલ શ્રદ્ધા અને તેના નામ સ્મરણથી પ્રાપ્ત થાય છે. તે સાધન હરહમેશ આપણી નજદિક જ હોય છે. તે મેળવવા માટે અન્ય કોઈની સહાયતાની અપેક્ષા રહેતી નથી. ગમે તે ક્ષણે આપણે તેની મદદ મેળવી શકીયે છીએ. ખરી રીતે, પ્રભુ ભક્તિ જેવું ઉત્તમ અને સરલ અન્ય કોઇ સાધન નથી. વળી તેની અસર પણ અદ્ભુત અને જાદુઇ હોય છે. પ્રભુના નામોચ્ચારથી કે તેના ગુણાનુવાદ અને કીર્તનથી, જે પરમ સંતોષ અને આનંદ પ્રાપ્ત થાય છે, તેની અન્ય કોઈ ચીજ સાથે તુલના કે સરખામણી થઇ શકે તેમ નથી. તેનો પ્રભાવ ખરેખર અલૌકિક છે. તેમાં વળી—તે પ્રાર્થનામાં—કાવ્ય અને સંગીતનુ મિલન થયેલું હોય ત્યારે તો જે અનુપમ શાન્તિ અને પ્રરમાનંદનો અનુભવ થાય છે, તેનુ તો વર્ણન કરવું પણ અશક્ય થઇ પડે છે. તે આનંદની પરિસીમા માત્ર અનુભવથી સમજી શકાય

તેમ છે. સંધ્યાકાળે એકાંતમાં, સાવ શાન્તિ પસરેલી હોય છે ત્યારે, અગર છેક મોડી રાત્રે કે પરોઢિયે, એકતારાવાળાનું કે કોઇ સંત પુરૂષના પ્રભુ ભજનનું-સંગીત-સૂર સાંભળતાં, જે અસાધારણ આનંદ અને પરિતૃપ્તિ પ્રાપ્ત થાય છે, તે તો સૌ કોઇને પરિચિત હશે જ.

આપણા હૃદયના ભાવ, વિચાર, અને લાગણી દર્શાવવાને આપણને વારંવાર ઉત્કંઠા થયા કરે છે પણ તે આપણે યથાર્થ રીતે બતાવી શકતા નથી અને ઘણી વખત તે માટે જોઈતી શક્તિ કે આવડત પણ હોતી નથી. પરંતુ તે ભાવ, લાગણી અને વિચારનું ચિત્ર-છાયા-પ્રસંગોપાત્ કોઇ સંત પુરૂષ કે પ્રતિભાશાળી કવિના વાણીમાં-કાવ્યમાં-તાદૃશ્ય પડેલું આપણે જોઇયે છીયે ત્યારે આપણને અત્યંત આનંદ થાય છે અને સંતોષ પામી તેનો આદરપૂર્વક સત્કાર -સ્વીકાર-કરીએ છીએ. તેથી જનસમુદાયમાં આવાં કાવ્યો-ભજનો બહુ હોંસ અને પ્રેમથી ગવાય છે, વંચાય છે અને તે માટે સતત માગણી થયા કરે છે.

પાશ્ચાત્ય પ્રજામાં હરહમેશ, સવારસાંજ, વારતહેવારે, દેવળમાં અને ઘરમાં પ્રાર્થના કરવાનો નિયમ હોય છે. તેમના જીવનમાં 'પ્રાર્થના' મહત્વનું સ્થાન લે છે અને તે એક પવિત્ર કર્તવ્ય લેખાય છે. આપણે અહિં પણ "પ્રાર્થના સમાજ,' અને 'બ્રહ્મોસમાજ'માં તેને ખાસ પ્રાધાન્ય અપાયું છે, જો કે ભજન, કીર્તન અને હરિકથાની પ્રથા પ્રાચીન છે અને અદ્યાપિ ચાલુ જ છે. વળી બીજી પ્રજાઓમાં પણ પ્રાર્થના કરવાની રૂઢિ એક વા અન્યરૂપે નજરે પડે છે.

ખરૂં જોતાં, સર્વત્ર-મનુષ્ય સ્વભાવમાં-વિશ્વજીવન અનુભવવાંને એવી કોઇ ઉત્કંઠા અને પ્રભુ ભક્તિ માટે આસક્તિ રહેલાં હોય છે કે તેની તૃપ્તિ માટે મનુષ્ય સર્વદા પ્રયાસ કર્યા કરે છે અને તે પ્રવૃત્તિ આપણે જૂદા જૂદા સ્વરૂપમાં જોઇએ છીએ, જો કે તે સર્વનું બંધારણ અને મૂળ સામાન્ય અને એક જ હોય છે.

આવી કોઇ સ્વાભાવિક જિજ્ઞાસા કે લાગણીથી પ્રેરાઇને, જે કોઇ સુંદર કાવ્ય, ભજન કે પદ પ્રસંગોપાત્ મારા વાંચવામાં કે સાંભળવામાં આવતાં તે હું ઉતારી લેતો હતો. પણ ગયે વર્ષે રાજકવિ મી. બ્રીજીસનું "મનુષ્યનો અંતરાત્મા" The Spirit of Man-એ નામનું ઉત્તમ ગદ્ય અને પદ્યના ફકરાનું પુસ્તક મારા વાંચવામાં આવ્યું ત્યારથી તો મને એમ લાગ્યું કે પ્રભુભક્તિનાં નવાં તેમજ જુનાં કાવ્યોનો એકાદ સારો સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણા બંધુઓને તે ઉપયોગી થવા સંભવ છે, અને તે વિશે વાત થતાં મારા સન્મિત્ર રા. ચંદુલાલ સાકરલાલ ઠાકોર પ્રુફસેલરની ઇચ્છાનુસાર પ્રસ્તુત સંગ્રહ તૈયાર કર્યો છે.

સંગ્રહની શરૂઆતમાં એક ઉપોદ્ઘાત લખવાનો વિચાર હતો અને તેમાં જીવનમાં પ્રાર્થનાનું સ્થાન; પ્રાર્થનાનું રહસ્ય અને મહત્તા; પ્રાર્થનાની વિચાર-બળ, ( thought-power ), ટેલીપથી; વગેરે વિષયો સાથે સરખામણી; જુના હિબ્રુ ગીતો ( Psalms ); વેદની ઋચાઓ; બુદ્ધ અને જૈન સાધુઓના સ્તવનો; મધ્યયુગના સંતસાધુના ભજનો અને કાવ્યો; ભક્તિ માર્ગમાં ઉપાસના અને કીર્તનનું સ્થાન; ખ્રિસ્તિ ધર્મના ગીતો ( hymns ) વગેરેનો ઐતિહાસિક અને તુલનાત્મક રીતે વિચાર અને ચર્ચા કરવા; તેમજ સંગ્રહના અંતે નોટસ્ અને પેરેલલ પેસેજીસ-સમાન વિચાર અને ભાવવાળા ફકરાઓના-ઉતારા આપવા ઇચ્છા હતી. પણ તે કાર્ય થઇ શક્યું નથી અને માત્ર સંગ્રહ રજુ કરી સંતોષ માન્યો છે.

છેવટે, જે લેખકોનાં કાવ્યો પ્રસ્તુત સંગ્રહમાં ઉતાર્યાં છે, તેમનો અંત:કરણપૂર્વક ઉપકાર માનવા ઘટે છે.

સંપાદક.

# સાંકળિયું.

# પ્રભુ ભક્તિનાં કાવ્યો.

## ( મંગલાચરણ. )

સુંદર શિવ મંગળગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવ ભયહારક, નમું મહેશ્વરા. સુંદર

મધુર કુસુમ વિશે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા;
મૃદુલ કંઠ કોકિલ રવ શ્રવણ સુખકરા;
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા–શી લલિતા–સુંદરતા–
તુજ જગદ્ધરા. સુંદર

વિપ્રલંભી વિષય મોહની મધુ સ્વરા
દિવ્યધામ પંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયા કરા!
ક્ષણ તે હૃદયે, બળ દે,
ડર ધરી આ–પરિહરવા–મધુરરવા–
મોહનીસુરા. સુંદર

વિમલ સાધુ હૃદય વિશે વિપદ જલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ધન તિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરૂણા ધરીને, ફરીને,
હરી તમને, સદય મને, મન ગગને,
શાંતિ દે સ્થિરા. સુંદર.

નરસિંહરાવ.



૨

## મંગલાચરણ.

દર્શન શુભ, શાંત, સુભગ, દે, તું ઇશ્વરા,
સુખકર સહુજનપાલક,
વિભુ મનોહરા. દર્શન.

બંધુભાવ હૃદય માંહિં ભર નિરંતરા,
મૃદુલ મધુર ફુટયાં સુભગ પ્રેમ-અંકુરા,
સિંચ તે પરે કૃપા સુધા, તું વિભુવરા,
અમને, સહુને, હૃદયે, મતિ શુભ દે નમી રહિયે, કરૂણ હરે,
પ્રભુ મહેશ્વરા! દર્શન. ૧

વર્ષ વર્ષ દે પ્રસંગ શુભ સુખપ્રદા,
વર્ષ અંત હર્ષ નાદ હો મુદપ્રદા,
સર્વ શોક નાશ કરી અતીવ મોહદા,
ઘનનાં દળને હરીને તુજ કિરણે, સકળ દિશે, ઝળહળતે,
જ્ઞાન રશ્મિદા ! દર્શન. ૨

જ્ઞાન દે તું ધર્મ દે, અહો દયા કરા !
ભક્તિ દે સુનીતિ દે, તું પ્રેમસાગરા !
ઐક્ય દે તું ધૈર્ય દે, અહો જગદ્ધરા !
બલ દે, ભયને સમયે, અતિ વિષમે, વિપદ સમે, મન ન ભમે,
સૌમ્ય સુંદરા ! દર્શન. ૩

જ્ઞાનવારિપાન કરી મધુરરસભર્યાં,
દુષ્ટ ક્રૂર રૂઢિપાશ છેદી સત્વરા,
ધર્મ ધારી ભ્રાતૃભાવ રાખીયે સ્થિરા,
નમિને, નમિને, સહુએ, વિનતિ કરે, આશિષ એ, મંગળ દે,
હે કૃપાકરા ! દર્શન. ૪

સત્યેંદ્રશાવ દીવટીયા.



૩

## વંદન.

ધરે રૂપો કોટિ અવિકૃત અને એક જ છતાં,
સ્વયંભૂ સર્વાત્મા પ્રતિ હૃદયમાં પૂજિત સદા;
રહ્યા વ્યાપી નિત્યે સકળ જડ ને ચેતન વિષે,
સ્વયં, વંદું, સેવું પ્રભુ પ્રકટ તે સત્પ્રણવને.

ઓઝાઠક્કર.



૪

## અભિલાષ

પ્રતિ ગાન તથા પ્રતિ ધ્યાન મહીં—
મુજ લક્ષ્ય સદા પ્રભુ નામ રહે,
પ્રતિ હર્ષ તથા ઉત્કર્ષ મહીં—
મુજ પૂજ્ય પ્રભુ નિષ્કામ રહે,
પ્રતિ કર્મ તથા પ્રતિ ધર્મ મહીં—
મુજ પ્રેરક સુન્દર શ્યામ રહે.
પ્રતિ ક્લેશ તથા પ્રતિ દ્વેષ મહીં—
મુજ રક્ષક રાઘવ રામ રહે.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



૫

## અંતર વિકાશ.

અંતર મમ વિકસિત કર;
અંતર તર હે

નિર્મલ કર, ઉજ્જવલ કર
સુન્દર કર હે.

જાગ્રત કર, નિર નિસંશય કર હે;
અંતર મમ વિકસિત કર
અંતર તર હે.

નંદિત કર નંદિત કર;
નંદિત કર હે.

અંતર મમ વિકસિત કર;
અંતર તર હે.

"ગુજરાતી" નો દીવાળી અંક
સન ૧૯૧૬

રવીન્દ્રનાથ ટાગોર.



૬

## જીવન જ્યોત જગાવો.

જીવન-જ્યોત જગાવો !
પ્રભુ !, બસઃ
જીવન-જ્યોત જગાવો !
જગ-પથમાં પ્રભુ ! તિમિર છવાયું
અંધને માર્ગ બતાવો !
અંગુલી ગ્રહી બસઃ દોરી લીયોને,
કંટક પંથ ન લાવો !
પ્રભુ ! બસઃ
જીવન-જ્યોત જગાવો !
નિશદિન કથન ત્હમારૂં જગાઉં,
વિનતિ ઉરે પ્રભુ ! લાવોઃ
જીવનની ઉચ્ચ આશ પૂરીને,
બાંહ્ય ગ્રહીને બચાવો !
પ્રભુ ! બસઃ
જીવન-જ્યોત જગાવો !

હંસલ.



૭

## કાર્ડિનલ ન્યુમેનની પ્રાર્થના.**

ઓ સ્નેહ જ્યોતિ ! દોરો: દોરો: દોરો રે મને !
આસપાસ અન્ધાર છે: રજની કાળી ઘોર:
દૂર રહ્યો ઘરથી ઘણો: પગમાં લેશ ન જોર !
ઓ સ્નેહજ્યોતિ ! દોરો: દોરો: દોરો રે મને !

પદ રક્ષા કરજો, પ્રભો ! પદ પર પાડી પ્રકાશ:
એક જ પદ માગું: નહીં આગળનો અભિલાષ !
ઓ સ્નેહજ્યોતિ ! દોરો: દોરો: દોરો રે મને !

ન હતો આવો સર્વદા: ન હતો પ્રાર્થત આમ:
"દોરો તાત ! દયા કરી પહોંચૂં જે થકી ધામ" !
ઓ સ્નેહીજ્યોતિ ! દોરો: દોરો: દોરો રે મને !

---

** કાર્ડિનલ ન્યુમેનનું આ પ્રાર્થના–ગીત ઇંગ્રેજી સાહિત્યમાં બહુ પ્રસિદ્ધ છે અને ઇંગ્રેજ પ્રજાને તે અત્યંત પ્રિય છે. આવા એક સુંદર કાવ્યનો ગુજરાતીમાં અનુવાદ–અને તે પણ આપણા ત્રણ સુપ્રસિદ્ધ અને શિષ્ટ કવિઓના હાથે–થાય એ ખરેખર ખુશી થવા જેવું છે. અને તેથી સર્વ કોઈની ઉત્સુકતા તૃપ્ત કરવાને ત્રણે અનુવાદો અહિં એકસાથે રજુ કર્યાં છે.

માર્ગ નિરખવા ચાહુતોઃ પસન્દ કરવા તેમઃ
પણ હાવાં પ્રાર્થું ! " પિતા ! દોરો આપજ " એમ !
ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !

કાન્ત.



૮

## દોરો, ઓ વત્સલ જ્યોતિ !

દોરો, ઓ વત્સલ જ્યોતિ !
દોરો ઓ વત્સલ જ્યોતિ !
ઘેરી પડયો અન્ધાર,
 ત્હેમાં મુજને આગળ દોરજો !
ઘરથી દૂર છું નિરધાર
 ને કાજળ કાળી રાતડી;
ત્હેમાં ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
સંભાળજો મુજ પાય,
 મ્હારે દૂરનાં દર્શન જોઇતાં નથી;
બહુ છે, ઓ જ્યોતીરાય !
 એક ડગલું બહુ છે મ્હારે
ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
પૂર્વે ન હતો આ ભાવ,
 કે માગ્યું યે નથી દોરજો ત્હમે

રૂચતા મુજને, એ ભાવ !
જોવા-લેવા મારગ માહુરા;
પણ હવે તો ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
ભયનાં ભમતાં ભૂત
ત્હોયે ધ્વજ ઉડતો અહંકારનો
ને ગમતાં ચમકતાં તૂત;
એ વીત્યાં વર્ષો ન સંભારશો.
ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
દોરો, ઓ વત્સલ જ્યોતિ !
આજ સૂધી દીધાં ભાવતાં વરદાન,
ને વિશ્વે હુજીયે આપ સંભાળી દોરશો મ્હને;
વ્હેળા ઝાંખરા કરાડ ને વેરાન
એ સહુ ઉતારી રજનીને વીતાડશો:
એવું નિશ્ચે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
પછી ઉગશે ઉજળું પ્રભાત,
ને હસશે વદનો દેવો તણાં;
મ્હને સદા વ્હાલાં એ દિનરાત,
પણ ઘડિયેક વીસારે વીસર્યાં
ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
દોરો ! ઓ વત્સલ જ્યોતિ !

ન્હાનાલાલ.



૯

## " મ્હારો જીવનપંથ ઉજાળ્ય. "

( રાગ મ્હાડ. )

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
  મુજ જીવન પંથ ઉજાળ્ય; પ્રેમલ,
દૂર પડયો નિજ ધામથી હું,
  ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં,
નિજ શિશુને સંભાળ્ય;
  મ્હારો જીવન પંથ ઉજાળ્ય. પ્રેમલ. ૧
ડગમગતો પગ રાખ્ય તું સ્થિર મુજ;
  દૂર નજર છો ન જાય;
  દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
  એક ડગલું બસ થાય,
    મ્હારે એક ડગલું બસ થાય. પ્રેમલ. ૨
આજ લગી રહ્યો ગર્વમાં હું, ને
  માગી મદદ ન લગાર.
આપ બળે માર્ગ જોઇને ચાલવા
  હામ ધરી મૂઢ બાળ;
    હવે માગું તુજ આધાર. પ્રેમલ. ૩

ભભક ભર્યા તેજથી હું લોભાયો,
ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યા વર્ષો ને લોપ્ય સ્મરણથી,
સ્ખલન થયાં જે સર્વ;
મ્હારે આજથકી નવું પર્વ. પ્રેમલ. ૪
ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ !
આજલગી પ્રેમભેર,
નિશ્ચે મ્હને સ્થિર પગલેથી
ચલવી પ્હોંચાડશે ઘેર,
દાખવી પ્રેમલ જ્યોતની સેર. પ્રેમલ. ૫
કર્દમભૂમિ કળણ ભરેલી,
ને ગિરિવરકેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ
મુને પ્હોચાડજે નિજદ્વાર. પ્રેમલ. ૬
રજનિ જશે ને પ્રભાત ઉજળશે,
ને સ્મિત કરશે પ્રેમાળ
દિવ્ય ગણોનાં વદન મનોહર,
મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મ્હેં ખોયાં હતાં ક્ષણવાર. પ્રેમલ. ૭

નરસિંહરાવ.



૧૦

## અહાલેક.

પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મેં અહાલેક:
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
નથી લીધી પ્રભો ! દીક્ષા, નથી અંગે ધરી કફની:
નમી તુજ પાય છું તેવો જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
કમંડલ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષય પાત્ર :
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે :
શ્રવણુ તે ભેદશે તારાં ! જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
વિરાજે છે તું દિલ દરિયાવ, આર્ય વીરવર યજમાન !
અણુ શું તો અમીકણુ દે, જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
ઘડાવી પાવડી મેં રાજ ! પ્રવૃત્તિ કેરી :
ચ્હડી તેપર જીવન ધપતાં જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
નહિં કાંઇ મળે તોયે મળ્યું દર્શન સૌભાગ્ય :
મળી સળગી મીટે મીટને જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
ઉંડી ઝોળી રહી અધુરી, ન તલ પણુ ભીંજાયું :
જડયો પણુ સ્હોડમાં સાથી, જગાવ્યો મેં અહાલેક— પ્રભો !
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મેં અહાલેક :
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી જગાવ્યો મેં અહાલેક— પ્રભો !

ન્હાનાલાલ.

૧૧

## પ્રભુ પ્રાર્થના.

નમૂં : નમૂં : જગત્પિતા ! નમૂં : નમૂં : નમૂં :
દયા કરો કે સર્વદા પદામ્બુજે રમૂં !
આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમૂં,
તે હું નહીં : હું તો ભવાટવી વિષે ભમૂં !
પાપોની સજા થાય તે નીચે પડી ખમૂં :
જીતાડો જગન્નાથ ! શાન્તિએ પછી શમૂં !
દુનિયામાં ભલે કોઇને હૂં હીન ના ગમૂં :
તમને ગમૂં જો તાત ! તો ન કાંઇ તે સમૂં !
પ્રેરો પ્રભો ! પ્રસાદ તે રાજી થઇ જમૂં :
માગૂં નમી નમી આજ કે રસેશમાં રમૂં !

"કાન્ત."



૧૨

## પ્રભુમય જીવન.

મુજ જીવન આ પ્રભુ ! તું થી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુવાસ વસે.

મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિશે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા-
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા-
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે
અનુસાર જ ચિત્ર પછી ચીતરે.
જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં,
મુજ વર્તનથી છબી જે બની રહે
તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી દિયે.

રમણભાઇ.



૧૩

## સમીપ.

તોટક.

મુજ નાથ ! સમીપ સમીપ રહું,
તુજથી નવ દૂર કદી જ થઉં;
સ્થિતિ ઉચ્ચ હું ત્હારી કૃપાથી લહું,
પણુ નાથ સમીપ જ નિત્ય રહું. ૧

દિન રાત સદા ચિત ધ્યાન ધરૂં,
પ્રભુ ! એજ સદા મુજ ગાન કરૂં;–
મુજ નાથ ! સમીપ સમીપ ફરૂં,
અધિકો સમીપે તુજ પાસ સરૂં; ૨

થઇ અસ્ત નીચે જવ સૂર્ય પડે,
ઘન ઘેરી મ્હને તમ ગાઢ નડે;
જન કો ભટકંત સમો વગડે
વિરમું શિર મૂકી શિલા–કકડે; ૩

પણુ તે સમયે મુજ સ્વપ્ન મહીં
મુજ નાથ સમીપ વસું જ તહીં;
પ્રભુરાજ ! નજીક નજીક રહી,
કદી દૂર વિદૂર થઊંજ નહીં; ૪

વળી સ્વર્ગે જવા સરણી તહીંતો,
કંઇ માર્ગ સુદિવ્ય રહ્યો દિસતો;
સહુ જે મુજને તું જ મોકલતો,
વિભુ ! ત્હારી કૃપાથીજ ભોગવતો. ૫

વળી સ્વર્ગ દૂતોજ મ્હને કરથી
કંઇ બોલવતા દિસતા દૂરથી;—
મુજ નાથ ! સમીપ વસું સુખથી,
બહું પાસ રહું—બીજું ઇષ્ટ નથી. ૬

પછી જાગૃત થાઉં, વિચાર કરૂં,
ગુણગાનથી હું મન પૂર્ણ ભરૂં;
મુજ વજ્ર સમાં દુખમાં હું સ્મરૂં,
ગત માત તણું પ્રિય ધ્યાન ધરૂં, ૭

કરી તેમજ હું મુજ દુઃખ થકી
મુજ નાથ સમીપ સરૂંજ નકી;
નજદીક, પ્રભો ! નજદીક રહી,
જગદીશથી દૂર થઇશ નહીં; ૮

વળી હર્ષભરી ચહિ પાંખ્ય ધરી,
ઉડું ઉચ્ચગતિ નભ સ્પર્શ કરી;
શશી, તારલિયા, રવિ, જાઉં ભુલી,
મન જાય કંઇ હરખેજ ફુલી. ૯

પણ તે સમયે પણ ગાન જ એ,
મુજ નિત્ય નિરંતર ધ્યાન જ એઃ-
મુજ નાથ ! સમીપ સમીપ રહું,
તુજથી નવ દૂર કદી જ થઉં.

સત્યેંદ્રરાવ ભીમરાવ.



## ૧૪

## માનવ બુદ્‌બુદ.

( રોળાવૃત. )

જન સમુદાય વિશાળ સિન્ધુ ત્હેમાં બુદબુદ હું
શો કરતો ફડફડાટ ! મદે ભર્યું શું વળી કૂદવું !
તરંગરાજ અનન્ત, નાવ મ્હોટાં જે ગળતા,
તે પણ ક્ષણમાં પડે, ત્યહાં મુજ તે શી ગણના ! (૧)

ક્ષણ પર હું ઉપન્યો, ફૂટીશ બીજી ક્ષણ જાતાં,
પણ તે અરસા માંહિ રંગ વિધવિધ મુજ થાતા,—
કો વેળા આ વ્યોમવર્ણ ભૂરો મુજ કાયે,
કો વેળા ગમ્ભીર રંગ ઘનતણો છવાએ. (૨)

ને વળી કદી સહુ રંગ ભળે ઇન્દ્રધનુષ કેરા,
પીળા, ભૂરા, લાલ, બધા આછા ને ઘેરા,
તે સહુનું પ્રતિબિમ્બ પડે મુજપર કો સમયે,
તે ધરી લહું આનન્દ, અકથ સુખ ત્‍્હાં મુજ હૃદયે. (૩)

ને કદી ઉજ્જવળ અંગ કનકશું ધારી હરખું;
જ્‍્હારે રવિનું બિમ્બ ઉપર લટકંતું નિરખું;
કદી ચન્દ્ર નિજ શાન્ત નજર કરી મુને નિહાળે,
ત્‍્હારે તો મુજ કાન્તિ રૂપેરી રંગે મ્‍્હાલે, (૪)

નરસિંહરાવ.



૧૫

## માનવ–બાળક.

અકળિત કળા હરિની નહિ કોઇ કળે !
ભર સૃષ્ટિસમુદ્ર વિશે ઘસડાઇ જતા
તરણા સમ તુચ્છ મનુષ્યની બુદ્ધિમત્તા,
અકૂળાઇ ઝિંકાઇ બની દીન ભૂમિ ઢળે.
જગ જ્ઞાન વિદ્યા વધતી બહુ જાય ભલે,
પણ માનવ–બાળક તો અહિં ખાય ખતા;
ભવ્ય કુદરત પોથી તણા કંઇ અંક છતા,

પણ મૂઢ બની નિરખે, નહિ મર્મ મળે !
નિજ માનવબાળકને જગતાત દિયે
કરવા કંઇ એક હિસાબ સુધ્યાન ધરી;—
લખતો ભૂસતો શ્રમ એકલડોજ લિયે,
પણ ભૂલી રડે, ન મળે કંઇ મેળ જરી !—
જગતાત કહે હસતોઃ "અહિં આવ ફરી,
પ્રિય બાળક ! આપણુ સાથ મળી કરિયે ! ! "

ખબરદાર.



૧૬

## દિવ્ય મન્દિર તથા લેખ.

( રોળાવૃત્ત. )

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાલમહોદધિ મહિં કહિં લુપ્ત થયાં આજે;
કરતા કીર્તિસ્તમ્ભ ઊભા નામ અમર કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઇ જાતા ગરવા. (૧)

ન રહે નામનિશાન, રાનમાં રહે રખડતા,
શિલાખણ્ડ થઇ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા;

અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઇ ભૂસ્યા આજ દટાયા ધૂલ્યમાં દેખો. (૨)

એક અચળ ને ભવ્ય વિશ્વમન્દિર આ ભાસે,
અનુપમ ઘુમ્મટ વ્યોમતણો જે'નો ચોપાસે;
એક **પુરૂષ મહાન** તણી એ કીર્તિ ગાએ—
નિરખી સકે રૂડી પેર અહિં જન કો વિરલા એ. (૩)

વિધ વિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એહ **પુરૂષ મહાન** તણા એ ગુણ ઉચ્ચારે;
અનુપરૂપ એ લેખ દીસે જગરચના માંહિં;—
નભપટ પર તારકાલેખ ચળકંતા ક્યાંહિ, (૪)

કહિં કહિં સન્ધ્યા—અભ્ર—રંગના લેખ સુહાતા,
કો ઘડી ઇન્દ્રધનુષ્ય—વર્ણના લેખ જણાતા;—
એમ નિરન્તર વિવિધ લેખ રચના રહે દીપી,
વાંચી સકે કો વિરલ દિવ્ય અદ્‌ભુત એ લિપિ. (૫)

દેશાટન કરી ભવ્ય મન્દિરો ભલે ન નિરખું,
ગૂઢલેખલિપિભેદ ભલે હું ઉકેલી ન સકું;—
**મહાન મન્દિર** એક નિરખવા દૃષ્ટિ ચાહું,
દિવ્ય પુરુષના લેખ માગું શક્તિ ઉકલવા હું.

નરસિંહરાવ.



૧૭

## જીવન.

તોટક.

જગમાં જનમી હુશિયે રડિયે,
વળિ યૌવનમાંહિ પ્રીતિ કરિયે;
કરિ જર્જરિતાંગ જરા વળગે,
તવ મૃત્યુ તણે શરણે જઇએ.
ક્યમ આ જગમાં હુશિયે, રડિયે?
ક્યમ આ જગમાં જીવિયે, મરિયે?
અતિ ગૂઢ બધી કળી કોણ શકે?
નવ જાણી, અરે! શકું હું કંઇયે.
ક્યમ ચંપકપુષ્પકળી ફુટતી,
જન મર્ત્ય થકી વણદીઠી મીઠી?
ક્યમ આ મધુરી ઋતુઓ સઘળી,
ક્ષણકલ્પન દે મનહારી વળી?
ક્યમ, મૂઢ, રહે, મન આ વળગી,
અહિં વસ્તુ અનિત્ય પરે સઘળી?
અતિ ગૂઢ શકે બધી કોણ કળી?
નવ જાણી હું તો શકું, કાંઇ વળી.

દુખ પીડની મધ્ય રહી મથિયે,
લરિયે, પછી નાશી જતા રહિયે,
કરિયે પ્રીતિ, ખોઇ વળી રહિયે,
પછી છેવટ મૃત્યુપદે જઇયે–

સાખી.

આ, જીવન! તુજ ગાન આ,
જીવન દુઃખનું પૂર;
જીવનમાં રહેવું સદા–
અન્તે મૃત્યુ જરૂર.

સત્યેંદ્રરાવ ભીમરાવ.



૧૮

## સંસાર દુઃખ અને તેનું વિસ્મરણ.

( ધ્વનિત. )

દુઃખમાં ડૂબતી દુનિયા તફડે તરવા,
પણ મસ્તતરંગ વધુ ગુંગળાવી જ દે;–
સહુ એ નિરખી નિરખી મુજ રંક હૃદે
દુનિયા તજી ચ્હાય છૂટું નભમાં ફરવા;
જહિં મુક્તદમે સહુ ભૂલી અમે ઠરવા,

પડ્યું છે જહિં શૌઘ્ય સુવર્ણ પદે જ પદે
ફરતા રવિ ચંદ્રજ વેરી જતા જળદે
ઉડતા રસિકાત્મની દીનદશા હરવા !
વળી કોમળ વાદળીની સુખહૂંફ વિશે
પડી સ્વપ્ન નિહાળું મીઠાં શશિનાવ ચઢી,
તહિં આન અલૌકિક બુલ્બુલનું સુણીને
સહુ ઐહિક દુઃખતરંગ ડૂબાડું નિશે,
પછી ગાન અલૌકિક-લૌકિક કૈં કરીને
જગને નિજ લૌકિક દુઃખ ભૂલાવું ઘડી !

ખબરદાર.



૧૯

## ત્યાગમાં રાગ.

જગ સહુ જગની વાતો કરશે,
અંધારે આથડશે મરશે,
અજવાળે પણ દીવો ધરશે,—
એ દુનિયા અંધી !
જગની વાતો જગને દેજો,
અંતરમાં આનંદ જ લેજો,
રજનીમાં તારા સમ રહેજો
જોઇ દુનિયા સંધી !

કોયલડી રસ ઝરતી બોલે,
તારા રસિકહૃદય નિજ ખોલે,
દૂર રહી જગપર રસ ઢોળે-
એ રાગી-ત્યાગી !

કોયલ સહુ રસ ઝરતા ઉડજો,
વનવનનો રસઘન પ્રિય ઢુંઢજો,
તારાશું ઉર ખોલી બૂડજો,
રસતેજે લાગી !

ખબરદાર.



૨૦

## ઐક્ય કહેણ.

કોયલ મીઠો ટુહૂરવ બોલે:
દુનિયાના અંતરપટ ખોલે:
પ્રભુપ્રેષિત સંદેશા બોલે:
માનવની આગે !

કુદરત વસન્ત વિભૂતિ ધારે:
માનવ ત્હોય રહે અન્ધારે:
એ નવ રૂચતાં રસ સન્દેશા
કોયલથી કહાવે !

કુદરત જ્યારે કેલી કરતી
મનુ સૃષ્ટિ ભેદે ઉચ્ચરતી:
જૂદાઇ એ નવ જોવાતાં
ઐક્ય કહેણુ કહાવે !

"શાન્ત"



૨૧

## પ્રભાતમાં પ્રાર્થન.

( શિખરિણી. )

ઉંડા અંધારાએ ભરી રજનિમાં સૃષ્ટિ શમતી,
જગાડે તું પ્રેમે મૃદુ કરવડે તે જગપતિ,
ધરી ધીરાં મીઠાં સ્મિત મૃદુ નિહાળે તુજ ભણી,
અને એ ઉલ્લાસે વિહગગણ ગાનો ગજવતી; ૧
કીધી રક્ષા રાત્યે અવશ સ્થિતિમાં પ્રેમ થકી ત્હેં,
સ્તુતિગાનો ગાતી ઉપકૃતિ રૂડી ત્હારી સ્મરી તે,
અને ચાલે પ્રેમે અડગ નિજ કર્તવ્યપથમાં,
જ્હાં ફેડે પેલો રવિ તિમિરનાં વૃન્દ વસમાં. ૨
દયાસિન્ધો ! ત્હારે શરણ શિશુ આવી વિનવિયે,
હમે આ સંસારે અશરણ ડૂબ્યા મોહતિમિરે;
જગાડો નિદ્રાથી, ઉપકૃતિ કદી ના વીસરિયે,
ધરો દિવ્યજ્યોતિ, સ્થિરપદ ધરી માર્ગ સરિયે; ૩

વહી આનન્દે આ જગતમહિં કર્તવ્યની ધુરા,
જઇશું ઉલ્લાસે પ્રભુચરણુપાસે રસભર્યા;
તજી અજ્ઞાનોને વિમલહૃદયે ધર્મ ભરશું,
અને પ્રેમે ત્હારાં સ્તવન ગુણુ ગાનો ગજવશું. ૪

નરસિંહરાવ.



૨૨

## સંધ્યાને અરજ.

હે સુંદર સંધ્યા ! મને તું દે સંતાડી !
ગુંચવાવે બહુ આ હવે જગતની ઝાડી !
કંઇ ચિંતા, દુઃખ, વિચાર, ભમાવે મુજને,
બહુ હૃદય ખમે છે ભાર, વિનવું હું તુજને ! ૧
તુજ સુંદર રંગીન પાંખ તેં શી ફફડાવી,
અંદર શી મધુર સુગંધ વળી પ્રસરાવી !
તુજ હૂંફભરી એ પાંખ હવે ઉઘાડી,
તેમાં હે સંધ્યા ! મને તું દે સંતાડી ! ૨
આ જીવડો મ્હારો હવે ન ઊંચે ઉડતો,
ઉડતાં ઊંડા દુઃખજળે વિશેષે બુડતો !
મુજ નયન સમીપે ભૂત આવી રહે ઉભું,
ને વર્ત્તમાન ને ભાવિ જોઇ હું ડૂબું ! ૩

ઉકળી ઉકાળે સૂર્ય જગત્ દિન આખો,
તે સાથ ઉકાળે મને વિચારો લાખો;
પણ જોઇ તુજને હુવે, વિનવું હે માડી,
સંધ્યા! લઇ હેતે મને તું દે સંતાડી! ૪
જો મને સૂવાડી ગુંથે સ્વપ્નની જાળી,
ને આ સઘળો ઉકળાટ હિયે તું ટાળી,
તો પેલી દૂર સ્વર્ગીય બતાવ પ્રભા તું,
જેમાં આ સઘળું વિશ્વ લીન થઇ જાતું! ૫
ને ભૂલી સઘળું ભૂત, આત્મ આ મ્હારો,
કંઇ ચિંતન મધુરૂં કરે, બનીને ન્યારો!
મધુકરશું ફુલ ત્યાં ચૂસે, ભમી સુખ–વાડી!
તો લે, લે, સંધ્યા! મને તું દે સંતાડી! ૬
ફરતો ફરતો મુજ આત્મ મનન ત્યાં કરશે,
કંઇ પ્રેમ અને આનંદ–રંગ ઉર ધરશે,
ને રંજ અને યત્નનો અંત વિચારી,
ઇશ્વરમાં ધરશે આશ, પંથ સંભારી. ૭
પણ જો આ જગની રંજ અને દુઃખ વધતાં,
તું જોય મુજ ચોપાસ, ધુમશું ચઢતાં,
તો તું નિશ બની, લઇ મને પાંખ ઢાંકી દે,
સંધ્યા! બીડી દે મુજ આંખ, સદાની નીંદે. ૮

ખબરદાર.



૨૩

## ઊંડી રજની.

આ શી ઊંડી રજની આજની ભણે ઊંડાં ભણકાર!
ઘેરી ગુહા આકાશની રે, માંહિ સુતો ઊંડો અંધકાર,
ઊંડા ડૂબ્યા નભતારલા કંઇ ગુઢ સંદેશા વ્હેનાર રે.
આ શી ઊંડી રજની!

શાંતિપૂર રેલી રહ્યું રે ઊંડું, અદ્‌ભુત, સહુઠાર,
એ પૂરને ઝીણું ઝીણું હુલાવી છાનો અનિલ રમે સુકુમાર રે;
આ શી ઊંડી રજની!

ડૂબી ઊંડી એ પૂરમાં રે તરૂવર કેરી હાર,
મોહ મંત્રથી મૂઢ બની એ કાંઈ કરે ન ઉચ્ચાર રે,
આ શી ઊંડી રજની!

મૂઢ બન્યો એહ મંત્રથી રે સ્તબ્ધ ઊભો હું આ વાર;
ગૂઢ અસંખ્ય ભેદો કંઈ કરે ચોગમ ઘોર ઝંકાર રે;
આ શી ઊંડી રજની!

જાગી ઊઠી એ ઝંકારથી રે અનુભવું દિવ્ય ઓથાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે મ્હારૂં હૃદય ફાટે શતધાર રે;
આ શી ઊંડી રજની!

ગુંથાયું એ શત ધારથી રે એહ સ્તબ્ધ હૃદય આ ઠાર,
શાંત, અદ્‌ભુત, ઊંડા કંઇ સુણે ઉચ્ચ ગાનના પુકાર રે;
આ શી ઊંડી રજની!

નરસિંહરાવ.

૨૪

# અમર આશા.

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!
ખફ્રાખંજર સનમનામાં રહમ ઊંડી લપાઇ છે! કંઇ.
જુદાઇ ઝિન્દગી ભરની, કરી રો રો બધી કહાડી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે- કંઇ.
ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હુજારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે! કંઇ.
ઝખમ દુનીયાં ઝબાનોનાં, મુસીબત ખ્વૉફ્નાં ખંજર!
કતલમાં એ કદમબોશી, ઉપર કયામત ખુદાઇ છે! કંઇ.
શમા પર જાય પરવાના, મરે શીરીંપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુંટાઈ છે! કંઇ.
ફના કરવું, ફના થાવું, ફનામાં શાહ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઇ છે! કંઇ.
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું!
સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે. કંઇ.
સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપ તે તુટતાં અંદર ખડી માશુક સાંઇ છે! કંઇ.
ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફ્રરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઇ છે! કંઇ.

હજારો ઓળીયા મુરશિદ ગયા માશુકમાં ડુલી,
ન ડુલ્યા તે મુવા, એવી કલામો સખ્ત ગાઇ છે! કંઇ.

મણિલાલ.



૨૫

## દિવ્ય આશા.

સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ,
સ્વર્ગ માંહિં કાંઈ મુજ નિવાસ,
દિવ્ય આશ હું રે લોલ,
સર્વ ઠામ મ્હારું કુસુમ વેરતી રે લોલ. ૧
દીન બન્યાં દુઃખભારથી દળી રે લોલ,
મનુજ બાળ! લ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસથી રે લોલ
સર્વ ઠામ મ્હારું કુસુમ વેરતી રે લોલ. ૨
મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ;
તે શમાવી ગાઉં અનુપ ગાન,
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચ્હારું ગીત રેડતી રે લોલ. ૩
વિશ્વમોહનીનું બીન બેસુરું રે લોલ
મૂક થાય, જ્યહાં તણાય તાન;

'દિવ્ય વાદ્યનાં રે લોલ;–
મનુજ લોકમાં હું એમ ખેલતી રે લોલ. ૪
શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહું ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્યહું કરૂં રે લોલ
તારલાકણી બની હું એકલી રે લોલ. ૫

નરસિંહરાવ.



૨૬

## ભક્તસંઘને સંબોધન.

આજ ભક્તસાથ નાથચરણ પ્રતે ધાઇયે,
વીસરી વિષયવાસના જ ભક્તિગાન ગાઇયે. આજ.
ધારીને ગભીર ધ્યાન
હૃદય પ્રેમભક્તિતાન;
ઇશિકૃપાસુધાપાન,
કરી કૃતાર્થ થાઇયે. આજ. ૧
ઢાળે કુસુમ સુરભિ ભાર,
ઢાળે વિહગ સુરવ સાર;
ઢાળે ઇન્દુ અમૃતધાર,
જતથી સુહાતી રે. આજ. ૨

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અતુલ કુસુમ પુંજ પુંજે,
ફૂટયાં મધુર કુંજ કુંજે
બકુલ યુથિ જાતિ રે. આજ. ૩
જોઈ લ્યો પ્રભુકેરી છાય,
મધુર પ્રકૃતિવદન માંહ્ય;
અમૃતસદન ભણી જાય,
ભક્તતણાં વૃન્દ જો. આજ. ૪
આવો આવો ભક્તવૃન્દ !
નિરખી લિયો પ્રેમસિન્ધુ;
તાતને પદારવિન્દ,
ભક્તસંઘ વન્દતો. આજ. ૫

નરસિંહરાવ.



૨૭

## મનઃ સંયમ માટે પ્રાર્થના.

થયું ન વિશ્વે કહિયે ઘણું થકી,
સાધી ઘણાં જન્મવિમુક્ત થૈ ગયાં !
પ્રયત્ન એ કાજ કરૂં ન કાં હું યે ?
દયા તણું દાન પ્રભુ સદા દિયે !

પ્રભો ! અતિ દીન હું, રક્ષજે, ભવે,
પ્રયત્નમાં દે બલ પૂર્ણ તું હવે !
અતીવ છે દુર્બલ ચિત્ત માહરૂં,
વિકાર સર્વે ન નિરોધી હું શકું !
થઇ જતું પ્રાર્થન સાશ્રુ આજ કૈં,
સ્વીકાર તે નાથ ! તું ચિત્ત શાન્તિ દે !
પ્રભો ! વિભો ! નાથ ! દયાનિધાન, હે !
વધુ વિનંતિ કરવા ન ભાન છે !

કુંજ.



૨૮

## પ્રવેશકાળે.

પ્રવેશ્યો છું, પ્રભો ! આજે, પ્રવેશ્યો છું પ્રભો ! આજે,
પ્રવેશ્યો વિશ્વસિન્ધુમાં, હુવે બલ પૂર્ણ તું દેજે !
નથી બલ વિશ્વસાગરમાં તરાવા હોડકું મ્હારૂં,
દયા બલથી છતાં ત્હારા, પ્રભો ! તરવા હું તો ધારૂં.
પ્રભો ! વિશ્વાબ્ધિમાં આજે પ્રવેશ્યો જન છું હું,
હવે નૌકા તરાવા આ પ્રભો ! બલ દે તું, એ માગું.
ડુબી ચાલ્યા ઘણા ના છેઃ તર્યા તો સેંકડો કૈં છેઃ
પ્રભુ તો દીનબન્ધુ છે ! દયા એવી જ એની છે.

જવાના તે ગયા દિનો: ખરો આ કાલ તો આવ્યો !
હુવે આ કાલ, ડુબવાનો, તરણુમલ દે તરૂં તો તો !
પ્રવેશ્યો ત્યાં હુતો ભય ના ! હુવે મધ્યે ભયંકર આ !
ડગુમગુ થાય નૌકા ત્યાં ! ન જાણું શું થશે હાવાં !
થયો ભય પ્રાપ્ત છે આજે, તદા ભીતિ નહિ છાજે;
હુવે શ્રદ્ધા પ્રભુમાં કૈં ધરી હુંકારવું છાજે !
ધરી શ્રદ્ધા, ધરી આશા, ઘટે હુંકારવું આજે,
હુવે આશા, હુવે શ્રદ્ધા, તરણુમલ તું પ્રભો ! દેજે !

કુંજ.



૨૯

## પ્રભુની પાઠશાળા.

અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના !
અમે ઘેલા અને મેલા પ્રભુની પાઠશાળાના !
અમારામાં કશો ના માલ,
અમે તો મૂર્ખ ને કંગાલ;
છતાં એ બાળકો છઇએ પ્રભુની પાઠશાળાના !
અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના !
અમે મેલા અને ઘેલા પ્રભુની પાઠશાળાના !

કાન્ત.



## ૩૦

# હમારો ભેખ

નહિ કાળાં, નહિ ભગવાં, નહિ ઝોળી, નહિ કફની;
નહિ માળા, નહિ તસ્વી, હમારો ભેખ ન્યારો છે.
હમારા શાસ્ત્ર છે જૂદાં, હમારા મંત્ર છે જૂદા,
પ્રભુના પ્રેમની પોથી, હમારો વેદ ન્યારો છે.
બધી આલમ હસે હમને, ભલે નિન્દે, લઢે તોયે;
હમારો જાન દેવામાં, હમારો યાગ ન્યારો છે.
દયા, શ્રદ્ધા, ક્ષમા, સેવા, હમારા મંત્ર એ ચારે,
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક એ હમારા છે
રહ્યાં અસ્થિજ દુનિયામાં, બધું ચેતન ગયું ઉડી.
તે અસ્થિને જગાવામાં, હમારો ઇલ્મ ન્યારો છે.
પ્રભુને રંગ રંગાઇ, ધર્યા છે કેસરી વાધા,
ઝુકાવ્યું શિર તો મરવું, હમારા જંગ જૂદા છે.
હમારા વેદ ને ઇંજીલ, હમારાં મંદિરો, મસ્જિદ,
હમારા યાગ ને યજ્ઞો, હમારૂં સર્વ જૂદું છે.
હમારી ખાકની મુઠ્ઠી, ઉડાવીશું બધે ચોગમ,
હમારે રંગ રંગીશું, હમારો એજ દાવો છે.

નર્મદાશંકર બાલાશંકર.



૩૧

## યુદ્ધ ગીત.

પિતાની ફોજના સાચા સિપાઈ,
પિતાના જંગ માંહે ઝૂઝનારા !

હવે ના મૃત્યુની પરવા કરીશું,
પિતાના જંગમાં ગરદન ધરીશું.

ભલી આલમ ભલે મેદાન આવે;
પિતાની ઢાલ છે માથે હમારે.
અપત્યો સ્વાર્થનાં જડમૂળ શોધી,
હણીશું હાક સ્વામીની વગાડી.

હમે તો જંગમાં જાલમ બનીશું;
પિતાના શત્રુના બેહાલ કરીશું.
હમે રહીશું અડગ વંટોળ માંહે;
પિતાના વાવટાની છાંય હેઠે.
હમોને શત્રુ ના કોઇ ડરાવે;
હમારી હાકથી સેતાન ત્રાસે.
હમે તો સ્નેહની પડઘમ બજાવી;
હમે સમશેર સત્યોની ઉગામી.

ધ્રુજાવીશું બધી આલમ પ્રતાપે;
હમારો માર્ગ ના કોઇ વિરોધે,
હમે તો રાજ્ય સ્વામીનું જીતીશું;
અગર જંગે હમારો જાન દઇશું.

નર્મદાશંકર બાલાશંકર.



૩૨

## દોરંગી દુનિયા.

દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિ;
સંસારીયાં તો સંગીરે, સાચકનાં થાવાનાં નહિ.

ધોલકડાંના ઘરધણી,
ક્યાં કરે ઘડભાંગ;
આંટી ઘુંટી આણતાં,
આડો વાળે આંક.

પૂરાયેલાં પંખી રે! વનલીલાને પીછાને નહિ;
દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિ.

પળનાં પાપી પૂતળાં
રીઝે ખીજે વ્હેમાય;

દ્વેશ ક્લેશ અભિમાનમાં
રચી પચી ડોલાં ખાય

પૂરાં એ પ્રપંચી રે, પ્રભુજીને પીછાને નહિ;
દુનિયા આ દોરંગીરે, વટ વ્હાલપની જાણે નહિ.

લલિત.



૩૩

## જ્ઞાની જગત.

જગતનું સુખ ઝાકળનું છે પાણીરે, જાણી લે;
વણસી જાતાં વાર નહિ સત વાણીરે, જાણી લે;
સીસા બાજી સંસારનો છે ખેલરે, જાણી લે;
એ વિચારી અહંકાર તું મેલરે, જાણી લે;
જોતાં જોતાં જાવું છે તત્કાલરે, જાણી લે;
રહેંટ તણી ગેડયો જેવી ઘટમાળરે, જાણી લે;
એક ભરાયે એક ઠાલી થાયરે, જાણી લે;
એક અવતરે એક મરીને જાયરે, જાણી લે;
પરમારથને પંથે પગલાં માંડરે, જાણી લે;
કૂડ કપટને છળવિદ્યા તું છાંડરે, જાણી લે;

પાપ પુણ્યનો ઉત્તર દેવો પડશેરે, જાણી લે;
જમકિંકર જ્યારે આવી પડશેરે; જાણી લે;
માટે ગરવ તજી ગોવિંદ ગુણ ગાજેરે; જાણી લે;
પ્રીતમ પ્રભુને ભજીને પાવન થાજેરે; જાણી લે;

પ્રીતમ.



૩૮

## સંસાર.

કર રૂડો સંગાથ, મનડા, કર રૂડો સંગાથ,
ભજી લે જગનો નાથ.—મનડા;
કામ તણા અગ્નિરથ મધ્યે, બેઠાં જન બહુ ભાત—મનડા;
નિર્મિત સ્થળમાં સર્વ ઉતરશે, લેઇ મરણની ઘાત.—મનડા;
ધામ, ધરા, ધન મનન કરતો, રાખ ન આવી સાથ.—મનડા;
ત્હારૂં ત્હારૂં પણ મૂકી જાશે, જાશો ઉઘાડે હાથ—મનડા;
એક દિવસ જાવાનું જાણી, મ્હોટી ભીડ શું બાથ ?—મનડા;
બધું જશે ને કેવળ રહેશે, સારી નરસી ગાથ.—મનડા;

દોલતરામ કૃપારામ.



૬૫

## ક્ષણભંગુરતા.

કેવું તે વાશે વા'ણું ઘેલા પ્રાણી
કેવું તે વાશે વા'ણું. ટેક

લાડીને લાવું ને પુત્ર પરણાવું,
કાલની વાત ના જાણુંરે. ઘેલા પ્રાણી.

બળી રાજા કહે લેઉં ઈન્દ્રાસન,
યજ્ઞ કીધા નવ્વાણુંરે. ઘેલા પ્રાણી.

જગકર્તા જગદીશ ન ઓળખ્યા,
ક્ષણું એક ન રહેવાણુંરે. ઘેલા પ્રાણી.

કાયા જુઠી ને માયારે જુઠી,
જુઠું તે ઘર કેરૂં નાણુંરે. ઘેલા પ્રાણી.

સુરદાસ કહે તમે હરિને ભજી લો,
ઓચિંતું આવશે આણુંરે. ઘેલા પ્રાણી.

સુરદાસ.



૩૬

## અહંતા.

મૂરખ માની રહ્યો મારૂં રે, તેમાં કાંઇયે નથી તારૂં;
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિકવાળું રે; મૂરખો.

દુઃખને તો કોઇ દેખે નહિ ને, સુખ લાગે સારૂં;
વેળાવેળાની છાંયડી તારી, વળી જાશે વારૂરે; મૂરખો.

હરિ ભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે; મૂરખો.

ભોજો.



૩૭

## મમત્વ.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો;
મનુષ્ય દેહ રુપી રે, ખોયો મણી હાથે ચઢયો; ફૂલ્યો.

ડાહ્યો થઇ દુનિયામાં ફરે છે. તેણે શું સર્યું તારું કાજ,
તેં ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડહાપણ તારું જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢયો; ફૂલ્યો.

વાંકી મૂછ પર વાટજ ઉઠી; નરકની વાટે સંચર્યો,
મિથ્યા જનુનીને ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડયો; ફૂલ્યો.

શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર,
નિશ્ચિંત થઇને હરિ નવ ભજ્યા, ધિક્ક પડયો અવતાર;
ધિક્ક તારું જીવ્યું રે, હરિએ તને શાને ઘડયો. ફૂલ્યો.

મનમાં લે શિખામણ મારી, મમતા મૂક પરી,
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડયો; ફૂલ્યો.

ધીરો.



૩૮

## ઘડપણ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ; ઘડપણ;
ઉમસ તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ; ઘડપણ;

નહોતું જોઇતું ને શીદ આવીયું રે, નહોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવા થયારે, એની ખૂણે ઢળાવોને ખાટ; ઘડપણ

નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની ટેવ; ઘડપણ.
પ્રાતઃકાળે પ્રાણ માહુરારે, અન્ન વિના અકળાય;
ઘરના કહે મરતો નથી રે, તને બેશી રહેતાં શું થાય. ઘડપણ
દીકરા તો જુજવા થયારે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઇ લઈ ગયારે, હવે ઘડપણના શારે હાલ. ઘડપણ.
નવ નાડો જુજવી પડીને, આવી પહોંચ્યો કાળ;
બેરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં બાળક દે છે ગાળ; ઘડપણ.
અંતકાળે વળી આવીઆરે, દીકરા પધાર્યો દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બા'ર; ઘડપણ
એવું સાંભળી પ્રભુ ભજો રે, સાંભરજો જગનાથ;
પર ઉપકાર કીધે પામશો રે, ગુણ ગાય નરસૈંયો દાસ. ઘડપણ.

નરસિંહ મહેતા.



૩૯

## દેહનું સ્વરૂપ.

પોપટ તનપિંજર છે નહિ તારૂં,
અંતે ઉડી જવું પરબારૂં પોપટ.
છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો 'મારૂં'
ક્યાંનો તું કયાંનું એ પિંજર ? તે સમજે તો સારૂં; પોપટ.

માંસ રૂધિરમય ને દુર્ગંધિ, નરક સમાન નઠારૂં;
તું તેને કાંચનમય માને, આવડું શું અંધારૂં. પોપટ.

બીજાં જોયાં એવું આ પણ, નામે કેવળ ન્યારૂં,
સર્વ પ્રકારે સાચવ તોપણ, પલમાં છે પડનારૂં. પોપટ.

સારાસાર વિચાર કરે તો ભવસાગરનું બારૂં
કેશવ હરિ કારીગર તેનો, વિસર મા સંભારૂં. પોપટ.

કેશવ.



૪૦

## તનમય તંબુરો

તનમય તંબૂરો રે, તુંહી તુંહી બોલે છે એકતાર.
પંચતત્વનું બન્યું તુંબડું, સરજ્યું સરજનહાર;
કારણરુપ કરવતિયે કાપ્યું, નિશ્ચે એ નિર્ધાર. તનમય.

વિવેકરૂપી વાંસજ લઇને, નિર્મી તેની નાળ;
બહુ અનુભવથી કરી બેસતી, કાયમ શુભ પ્રકાશ. તનમય.

અનુભવરુપી કર્યાં આંબળીયાં, ત્રિગુણરૂપી તાર;
સપ્ત ધાતુને ચરમે મઢિયું, ગરજે ઝણણ હાકાર; તનમય.

ઘૂરે શબ્દ ને થાય ગર્જના, અખંડ નાદ ઝણુકાર;
આ તનમાં તંબૂરો બોલે, રોમે રોમે રણુકાર. તનમય

સત્ગુરૂકેરી સાને સમજો, અનુભવ હોય અપાર;
ત્રિગુણાતિત વર્જૈયો તેનો, દેશળ દીલ આધાર. તનમય.

દેશળ.



૪૧

## નાશવંત કાયા.

મન તુંહી તુંહી બોલે રે, આ સુપના જેવું તન ત્હારૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ—ટેક.

ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી,
કાયાવાડી ત્હારી એમ કરમાશે, થઇ જશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મ્હારૂં મ્હારૂં—મન.

કાચનો કુપો કાયા ત્હારી, વણસતાં નહિ વાર;
જીવ કાયાને સગાઇ કેટલી, મુકી ચાલે વનમોઝાર;
ફોગટ ફુલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં—મન.

જાયું તે તો સર્વ જાવાનું, ઉગરવાનો ઉધારો,
દેવ, ગાંધર્વ રાક્ષસ ને માણસ, સૌને મરણનો મારો;
આશાનો મ્હેલ ઉંચો રે, નીચું આ કાચું કારભારૂં—મન.

ચંચળ ચિત્તમાં ચેતીને ચાલો, જી લો હરીનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથી રે, નથી કોઇ રહેનારૂં—મન
ધારો.



૪૨

## એક દિન માટીસેં મીલ જાવું !

મુકરર માનની કહ્યું મ્હારૂં,
એક દિન માટીસેં મીલ જાવું;
એક દિન પંખીસેં ઉડ જાવું,
મુકરર માનની કહ્યું મ્હારૂં.

જુઠીરે કાયા જુઠીરે માયા,
જુઠા માલ ફુટાયા
જુઠારે ત્હારાં સગાં સંબંધી,
ફોકટ ફેરા ખાય. મુકરર.

અંત સમે કોઇ કામ ન આવે,
પાછળથી પસ્તાવું,
ભોજો ભગત કહે ભજી લ્યો ભાઈ !

હું ગુણુ ગોવિંદના ગાઉં !
મુકરર માનની કહ્યું મ્હારૂં,
એક દિન માટીસેં મીલ જાવું;
એક દિન પંખીસેં ઉડ જાવું.

ભોજો.



૪૩

## જાવું છે જરૂર !

જાવું છે, જી–જાવું છે–જાવું છે જરૂર ! (ધ્રુ.)
કાયા ત્હારી કામ ન આવે, ઝાંખુ થાશે નુર;
એવા સરખા આથમી ગયા ઉગમતા અસુર ! જાવું.

મ્હોટે ઘેર હાથી ઘોડા હુળ અને હજુર,
એવા સરખા વહી ગયા–નદીયોનાં પૂર ! જાવું.

રહ્યા નથી, રહેશે નહી, રાજા ને મજુર;
એવા સરખા ઉડી ગયા–આકડાનાં તુર ! જાવું.

એકી સાથે જમતા હુતા દાળને મસુર !
દાસ જીવણુ કહે, કરજોડી, "ભજી લ્યો ભરપૂર !" જાવું.

જીવણુ.



૪૪

## અસાર સંસાર.

આ સંસાર અસાર વિચારી;
મેલ મમત્વ ભજી લે મુરારી. આ.

'હું' કોણ ! 'તું' કોણ કોણ ? પિતાજી ?
ક્યાંથકી આવ્યો ? કહે કોણ માજી ? આ.

ધામ ધરા ધન ને સુત દારા,
ચાકર ઠાકર છે કોણ તારાં ? આ.

મેલી જવું શું અહિં શું લાવ્યો ?
કોણે બધો ઠાઠમાઠ મચાવ્યો ? આ.

મૃગજળ રૂપ જગત જાળ નિરખી,
હરણ સમાન ન દોડ તું હરખી; આ.

કેશવ સાર સમજ સુખ થાવા,
જન્મમરણ ભય શોક શમાવા. આ.

**કેશવ.**



## ૪૫

## ભક્તિ.

હરિ હરિ રટણ કર, કઠણ કળિ કાળમાં,
દામ બેસે નહિ કામ સરશે;
ભક્ત આધિન છે, શ્યામસુંદર સદા,
તે તારાં કારજ સિદ્ધ કરશે; હરિ.
અલ્પ સુખ સારૂં શું, મૂઢ ફૂલ્યો ફરે,
શીશપર કાળ રહ્યા દંત કરડે;
પામર પલકની, ખબર તુજને નહિં,
મૂઢ શું જોઇને મૂછ મરડે; હરિ.
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી,
પરહરી થડ શું ડાળે વળગ્યો;
ઇશને ઇર્ષા છે નહિં જીવપર,
આપણે અવગુણે રહ્યા રે અળગો. હરિ.
પરપંચ પરહરો, સાર હૃદિએ ધરો,
ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિતણી ભક્તિ ભૂલીશ મા,
ભક્તિ વિના બીજું ધૂળધાણી. હરિ.

નરસિંહ મહેતો.



૪૬

## ચેતવણી.

ચેત તો ચેતાવું તુંનેરે પામર પ્રાણી (૨)
સજી ઘરબાર સારૂં મિથ્યા કહે છે મારૂં મારૂં,
તેમાં નથી કાંઈ તારૂંરે પામર પ્રાણી. ચેત તો.
તારે હાથે વવરાશે તેટલુંજ તારૂં થાશે,
બીજુ તો બીજાને હાથે જાશેરે પામર પ્રાણી. ચેત તો.
માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું,
લુંટનારે લુંટી લીધુંરે પામર પ્રાણી. ચેત તો.
ખંખેરીને હાથ ખાલી ઓચિંતાને જવું ચાલી,
કરે માથાકુટ ઠાલીરે પામર પ્રાણી. ચેત તો.
સાહુકારીમાં સવાયો, લખોપતિ તું લખાયો,
કહે સાચું શુ કમાયો રે પામર પ્રાણી. ચેત તો.
આવે તારે સાથે એવો કમાયો તું માલ કેવો,
અવેજ તપાસ તેવોરે પામર પ્રાણી. ચેત તો.
દેવે નરતનુ દીધી તેં તો ન કીમત કીધી,
મણી સાટે મેશ લીધી પામર પ્રાણી. ચેત તો.
ખાવામાંથી ધન ખોયું ધુળથી જ્ઞાન ધોયું
જાણપણું તારૂં જોયુંરે પામર પ્રાણી. ચેત તો.

હજી હાથમાં છે કર તું પ્રભુને રાજી
તારી મુડી કરે તાજીરે પામર પ્રાણી. ચેત તો.

હાથમાંથી બાજી જાશે પછીથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે પામર પ્રાણી. ચેત તો.

મનનો વિચાર તારો મનમાં રહી જનારો
વળતી ન આવે વારોરે પામર પ્રાણી. ચેત તો.

નીસર્યો જ્યાં શરીરથી પછી તું માલેક નથી
દલપત કહે કથીરે પામર પ્રાણી. ચેત તો.

દલપતરામ.



૪૭

## આત્માની પીછાન.

જ્યાંલગી આત્મા તત્વ ચિન્યો નહિં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો,
માવઠાંની જેમ વૃષ્ઠિ વૂઠી. જ્યાં.

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે;

શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે,
શું થયું વાળલોચન કીધે; જ્યાં.

શું થયું તપ ને તિર્થ કીધા થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુળસી ધર્યા થકી,
શું થયું ગંગાજળ પાન કીધે. જ્યાં.

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવાથકી,
શું થયું વરણના ભેદ આણે. જ્યાં.

એ છે પરપંચ સહુ, પેટ ભરવાતણા,
આત્મા રામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના,
રત્ન ચિંતામણિ જન્મ ખોયો. જ્યાં.

નરસિંહ મહેતો.



૪૮

## ભર નિંદ્રામાંથી જાગ.

સમરને શ્રી હરી, મેલ્ય મમતા પરી,
જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં સમરને.
દેહ તારી નથી, જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવાં બહુ થશે;
પુત્ર કલત્ર પરિવાર વ્હાયે. સમરને.
ધન તણું ધ્યાન તું, અહોનિશ આદરે,
એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ તેને નવ પરખિયા,
હાથથી બાજી ગઇ, થયો રે ખોટી સમરને.
ભરનિદ્રા ભર્યો, રોધિ ઘેર્યો ઘણો,
સંતનાં શબ્દ સુણી કાં ન જાગે;
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી,
જન્મોજન્મ તારી ખાંત ભાગે સમરને.

નરસિંહ મહેતા.



૪૯

## હા ! નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો પ્રભુ ?

( એક મનોદશા–A mood )

ગઝલ.

શું ? જન્મવું ને જીવવું તે માત્ર મરવા કાજ છે ?
શું ? પ્રાપ્ત કરવું, રક્ષવું, હા ! સર્વ તે ખોવા જ છે ?
શું ? પામવાં સુખ વૈભવો તે દુઃખ ભોગવવા હશે ?
શું ? રાચવું ને હાસ્ય કરવું તે ખરે ! રડવા જ છે ?
શું ? બાંધવો સંબન્ધ તે–રે હાય !–શું ત્રુટવા હશે ?
શું ? સ્નેહીનું સંલગ્ન થાવું–હા ! છુટા પડવા જ તે ?
શું ? આશ મ્હોટી ધારવી ભગ્નાશ તે થાવા હશે ?
શું ? કાર્ય મ્હોટાં આદરે નૈષ્ફલ્ય થવાને જ તે ?
શું ? ઉગવું ને ખીલવું રે ! પુષ્પનું ખરવા હશે ?
શું ? દીપ્ત થાવું દીપનું નિઃશંક હોલાવા જ તે ?
શું ? ઉદિત થાવું સૂર્યનું તે અસ્ત થાવાને હતું ?
–હા ? નષ્ટ જો કરવી જ તો શીદ સૃષ્ટિ તું રચતો પ્રભુ ?

ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.



૫૦

## આદેશ મારો એજ છે.

( હરિગીત )

આદેશથી શા પાઠવ્યો ભગવન્! મને સંસારમાં?
આ ભવ્ય દીસતી સૃષ્ટિમાં શું સાર કાંઇ હશેજ ના?
શું સર્વ અહીં મિથ્યાજ છે? કે સત્ય પણ કૈં છે અહીં?
શું ઉચ્ચતમ કૈં સાધના સંસાર માહીં છે જ નહિ?
છે વત્સ! છે સૌ સાધના સંસાર માહીં પ્રાપ્ત છે,
આદેશ મુજ માનવજીવનની પ્રતિ સ્થિતિમાં વ્યાપ્ત છે,
**"સૌ અન્યની સેવા કરે ને અન્યને માટે જીવે."**
આદેશ મારો એક છે—આદેશ મારો એજ છે.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.



૫૧

## "પ્રાર્થના."

( આંખ વિના અંધારૂં રે—રાગ )

દુઃખ ન કોઇને દેજોરે,
દીનનાં બેલી દુઃખ ન કોઇને દેજો:
દેવી વાટિકામાં ફેરવજોરે— દીનનાં બેલી

ચિન્તા ચિતડામાં વ્હાલા ! કદી નહિ ચેતવજો કરથી
છાંયા શીતલડી દિલથી કરજોરે. દીનનાં બેલી.

સુખની સરિતામાં સહેલો પ્રભુજી પ્રીતેથી દેજો
મનડું મધુરા જ્ઞાનેથી ભરજોરે. દીનનાં બેલી

સુખની સ્વર્ગીય ભૂમિમાં, તરૂની મનહર મઢુલીમાં
સજ્જન-રૂષિ સંગે અમને ધરજોરે- દીનનાં બેલી.

હૃદયો અમ દૈવી કરજો ભીનાં સત્પ્રણય રસેથી,
બન્ધુ અર્થે અમ કાયા પડજો રે. દીનનાં બેલી.

કેશવ એચ. શેઠ.



૫૨

## દુનિયાંનાં બેલી.

ધા સુણિયે દુઃખિયાની,
વ્હાલાં બન્ધુ બનિયે:
બન્ધુ બનિયેરે, એનાં બેલી બનિયે,

ધા સુણિયે દુઃખિયાની.
વ્હાલાં બન્ધુ બનિયે !
એકજ જનનીના જાયાં,
એકજ શિરછત્ર છવાયાં,

રંક ભાંડુંના રખવાળાં લેઇરે:
રે! હુંફે હુલાવિયે!
બેલડિયાં બાંધ્ય બરોબર,
સ્હેવા સર્જ્યા શું સહોદર?
દુઃખે દુઃખિયારા બાળાં અંતર ચાંપિયે;
હો હૈયાળી દેઇએ!
દુઃખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉર આંગણુ નન્દન:
દીનને દ્વારે દયાસાગર રેલિયે:
એવા આંસુ અર્પિયે!
દુઃખિયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સન્તન સેવક:
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિયે.
પ્રભુજીને ભાળિએ!
સંપે સંમેલન ભરિયે,
હૈયાંને હેલે ચ્હડિયે;
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દિયે:
પ્રાણને ઉજાળિયે!
ઘા સુણિયે દુઃખિયાંની,
વ્હાલાં! બન્ધુ બનિયે.

લલિત.



૫૩

## તો શું થયું ?

( હરિગીત )

જો દેહ દુર્બળ બંધુસેવામાં થયો તો શું થયું ?
જો પોષણાર્થે અન્યના સૌ રક્ત દીધું તો શું થયું ?
પરમાર્થમાં આનંદ જો અર્પ્યો સકલ તો શું થયું ?
કર્તવ્યવેદી ઉપર હોમ્યો દેહ નીજ તો શું થયું ?
જો સકલ આશા "સેવના"માં લુપ્ત થઇ તો શું થયું ?
તન મન તણી શક્તિ બધી તેમાં ગઇ તો શું થયું ?
જો આપી દેતાં અન્યને કઇ નવ રહ્યું તો શું થયું ?
આદેશ પ્રભુનો સાધતાં સર્વસ્વ ગયું તો શું થયું ?

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



૫૪

## વ્હાલાંઓને ઉપદેશ.

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં :
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !

એક પિતા પરમેશ્વર જાણો આપણો :
નિકટ સગાંઓ સમજો ભાઈ બ્હેન જો !
નીકો નાની મોટી જે જીવો તણી :
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે :
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાંનાં આંસુડાંઓ લૂછતાં :
ઉંચા ચડશો સ્ત્રી પુરૂષો સૌ એમ જો !
**ભૂતદયા** છે ધર્મ બધાના મૂળમાં :
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયાસાગર, યાચંતાં આપજો :
દીન જનોને અમને ઓનો લેશ જો

મણિશંકર.



૫૫

## આશીર્વાદ.

અમીરી આલમ હરદમ,
વધારે વાધતી જાજો,
તથાપિ દીનના દુખડાં,
અકારાં ઘોર ના થાજો,

થજો ના ક્રુર કોજન એ,
ગરીબોપર રહમ ઝરજો;
દયાની દેવ-દૃષ્ટિથી,
સુભાગી તારજો તરજો.

**કેશવલાલ દેવરામ દવે.**



૫૬

## પ્રભુ કરાવે કરવું જી.

પ્રભુના સાધન, બન્ધુ ! આપણ, પ્રભુ કરાવે કરવું જી;
પ્રભુથી પ્રેરિત, પ્રભુથી રક્ષિત-પછી કોનાથી ડરવું જી ?
પ્રભુના સાધન.

શેઠતણી ચીઠ્ઠીના ચાકર-જુમ્મો શેઠને શિર;
નિજ શક્તિથી નથી ઝઝુંમવું; તો કાં બનવું અધીર ?
પ્રભુના સાધન.

હોતાં કાર્યો મ.થે મ્હોટાં શાને થવું ભયભીત ?
સંકુચિત શક્તિના આપણ, પણ પ્રભુ શક્તિ અમિત.
પ્રભુના સાધન.

શું શરમાવું હાથે ધરતાં ન્હાનાં ન્હાનાં કામ ?
ન્હાનમ મ્હોટપ ભાવે સમાઈ—ના ન્હાને મ્હોટે કામ.
પ્રભુના સાધન.
સાધન ભાવે કામ જ કરવું કામમાં રાખી ચિત્ત;
પ્રભુ—અર્પિત આત્મા પામે છે પ્રભુતા પૂર્ણ ખચીત.
પ્રભુના સાધન.

ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.



૫૭

## " અધિકાર તારો કર્મનો. "

(હરિગીત).

" કર્ત્તવ્ય હું પ્રભુજી ! કરૂં, ના માર્ગે ચૂકું ધર્મનો,
ફળ તોય તેનું ના મળે એ પ્રશ્ન લાગે મર્મનો "
" રે વત્સ તું શાને ભૂલે ? અધિકાર તારો કર્મનો,
ફળ આપવું મુજ હાથ, ના વિચાર કર એ મર્મનો.
નિજ કર્મના ફળ વિણુ બીજો પ્રારબ્ધનો હેતુ નથી,
જે આજ વાવ્યું તે કદી ઉગ્યા વિના રહેતું નથી,
મુજ ન્યાયનું પલ્લું કદી ઓછું વધુ દેતું નથી,
મારૂં હૃદય અન્યાયને રે વત્સ ! કદી સ્હેતું નથી. "

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેસી.



૫૮

## ખરા સંત કોણ ?

શાંતિ પમાડે તેને તો સંત કહીએ,
  તેના દાસના દાસ થઇ રહીએ રે. શાંતિ.
વૈદ મળ્યો મળતીઓ ને રોગ રહ્યો ઉભો
  ત્યારે તેની તે ગોળી શીદ ખાઇએ રે. શાંતિ.
રાણાની ચાકરીમાં ભુખ રહી ઉભી,
  ત્યારે તેનો તે પાડ સીદ સહીએ રે. શાંતિ.
વિદ્યાનું મૂળ ભણે પૂરૂં ન ભણાવે,
  ત્યારે પંડયાનો માર સીદ ખાઇએ રે. શાંતિ.
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ના જાય,
  ત્યારે તેના તે ગુણ સીદ ગાઇએ રે. શાંતિ.
લીધો વળાવો ને લુટવા રે લાગ્યો,
  ત્યારે તેની તે સોબતે સીદ જઇએ રે. શાંતિ.
આપી બાંહેધરી ને પછી માથું વઢાવે,
  એવી સંગત સીદ કરીએ રે. શાંતિ.
બાપુ કહે મારા ગુરૂએ બતાવ્યું,
  તે તો લાગ્યું છે મારે હઇએ રે. શાંતિ.
બાપુ ભગત સર્વે રિદ્ધિસિદ્ધ તેને,
  એવા પુરૂષને લહીએ રે. શાંતિ.

બાપુ.

૫૯

# જંગમ તીર્થ સેવા-ધર્મીઓને ચરણે.

( મંદાક્રાન્તા. )

ગંગા જેવી સરલ શુચિ છે જીન્દગી રમ્ય જેની,
ઉચ્ચગ્રાહિ પ્રમુદિત મીઠાં શુદ્ધિથી જે ભરેલી,
સ્નેહાંકુરો વિમલ હૃદયે જેમને છે ફુટેલા,
એવાઓના પુનિતપદમાં શીર્ષ પ્રેમે ઝુકે છે.
ભુલેલાંને ભવ અટવિમાં માર્ગ દર્શાવનારાં,
અન્ધારાંમાં દીપક ધરતાં પંથ ઉજાળનારાં,
થાકેલાંનો મધુર વચને થાક ઉતારનારાં
એવાઓનાં શુચિ ચરણમાં શીર્ષ પ્રેમે ઝુકે છે.
ખુલ્લા જેના શ્રવણ સુણવા અન્યની આધિ વ્યાધિ,
ખુલ્લાં જેનાં અમી નયન છે અન્યનાં દુઃખ જોવા.
ખુલ્લાં જેનાં સરલ ઉર છે દુઃખના ભાગી થાવા,
એવાઓના વિમલ ચરણે શીર્ષ પ્રેમે ઝુકે છે.

કુસુમાકર.



૬૦

## વૈષ્ણવ કોણ ?

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે;
શીદ ગુમાનમાં ઘૂમે વૈષ્ણવ નથી થયો તું રે;
હરિજન જોઇ હૈડું નવ હરખે, હરખે ન હરિગુણ ગાતાં;
કામદામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં; વૈષ્ણવ.

તુંજ સંગે કોઇ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો; વૈષ્ણવ.

ભજનારૂઢ નથી મન નિશ્ચે નથી હરિનો વિશ્વાસ;
જગત તણી આશા છે જ્યાં લગી, જગતગુરૂ તું દાસ. વૈષ્ણવ.

પર-ઉપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટો છે નહિ;
કહેણી તેવી રહેણી ન મળે, ક્યાં લખ્યું એમ કહે નહિ. વૈષ્ણવ.

પરદુઃખ દેખી રૂદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વહાલ નથી વિઠ્ઠલવર સાથે, હઠે ન હું હું કરતો. વૈષ્ણવ.

મનનો ગુરૂ મનનેજ કરિશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન્ય પણ, સાચું કહેવું પડશે. વૈષ્ણવ.

દયારામ.



૬૧

## વૈષ્ણવ જન તો તેને કહીએ.

વૈષ્ણવ જન તો ત્હેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાચ મન નિશ્ચલ રાખે, તો ધન્ય જનની ત્હેની રે.
સમ દૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જીંહ્વા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે.
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીરથ ત્હેના તનમાં રે.
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો ત્હેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે.

નરસિંહ મહેતો.



૬૨

## સરવશ ખોયું.

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવશ ખોયું;
મારા વાલાજી મહામણી મૂકીને પથ્થર ચિત્ત પ્રોયું. ટેક.
તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ કુડું કીધું,
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ મનુષ્ય ધરી.

તને જાળવિયો જઠરા માંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુયે ત્યાંહી;
તેને સંભાર્યા સુપને નાહિં. દેહ મનુષ્ય ધરી.
તે જગતપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો; દેહ મનુષ્ય ધરી.
એની દેહ અશુદ્ધ, અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુશું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી; દેહ મનુષ્ય ધરી.
એને કૃતઘ્ની સરખા કહિયે, તેના સંગે તે સરખા થૈયે;
કહે પ્રીતમ એથિ અળગા રહિયે. દેહ મનુષ્ય ધરી.

પ્રીતમ.



૬૩

## પ્રભુપ્રિત.

કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે, મરી જાવું મેલી ધન માલ,
અંતકાળે સગું નહિ કોઇનુંરે.
સંસ્કારે સંબંધી સર્વે મળ્યાં રે, એ છે જૂઠી માયાકેરી જાળ. અંત.
મ્હારૂં મ્હારૂં કરીને ધન મેળવ્યું રે, તેમાં ત્હારૂં નથી તલભાર. અંત.
સુખ સ્વપ્ના જેવું છે સંસારનું રે, ત્હેને જાતાં ન લાગે વાર. અંત.
માટે સેવજે તું સાચા સંતનેરે, ત્હારા ટળશે ત્રિવિધનાં તાપ. અંત.

એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખકારી સદા ઘનશ્યામ. અંત.
દેવાનંદનો વ્હાલો દુઃખ કાપશેરે, મનવાંછિત પૂરણ કામ. અંત.

દેવાનંદ.



૬૪

## શિક્ષા.

મનનો ભરૂંસો ન કરશો, ઓ રાજન ! મનનો ભરૂંસો ન કરશો.
ઓ રાજન.
મન્ત્રીપદે એને સ્થાપશો તો તો નાવ તમારૂં ડુબવશો.
ઓ રાજન.
જોગી ઘડીમાં ! નેં ભોગી ઘડીમાં ! ના ના એને અનુસરશો.
ઓ રાજન.
નાણું ને નારી બે માનીતાં મનનાં ! ચેતીને એથી વિચરશો.
ઓ રાજન.
મન એજ માયા, ને માયા એ મન છેઃ રગ રગ મન્ત્ર એ ભરશો.
ઓ રાજન.
પળ પળ સ્મરણ કરી હિતશિક્ષા, આ ભવસાગર તરશો.
ઓ રાજન.

'સાગર.'



૬૫

## નામ નથી લીધું તારૂં.

નામ નથી લીધું તારૂં; વિભુ! હજી.
નામ નથી લીધું તારૂં.
જોયું ન શું છે થાનારૂં; વિભુ! હજી.
નામ નથી લીધું તારૂં.
પ્રેમ પ્રસાદી લીધી નહિ તારી,
જીવન કીધું ગોઝારૂં; વિભુ! હજી
નામ નથી લીધું તારૂં.
પંથ ભુલ્યો હું તને મળવાનો,
થાય હવે શું એ! મારૂં? વિભુ! હજી;
નામ નથી લીધું તારૂં.
મોહનું બંધન લીધું સ્વીકારી,
કયાંય ન શાન્તિનું બારૂં; વિભુ! હજી.
નામ નથી લીધું તારૂં.
નામ નથી લીધું તારૂં; વિભુ! હજી.
નામ નથી લીધું તારૂં.
જોયું ન શું છે થાનારૂં; વિભુ! હજી.
નામ નથી લીધું તારૂં.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

૬૬

## પ્રાર્થના.

કેમ થશે ઉદ્ધાર પ્રભુ મુજ, કેમ થશે ઉદ્ધાર
આ જગમાં મ્હેં પાપ કીધાં બહુ
લેશ કીધો ન વિચાર–પ્રભુ મુજ કેમ થશે ઉદ્ધાર. ૧
દુખીયાં જનની અરજ સુણી પણ,
દયા ધરી ન લગાર, હૃદે મુજ–કેમ થશે ઉદ્ધાર. ૨
લોભ, ક્રોધ, મોહાદિક રિપુને વશ થઇ વારંવાર
કીધો નહિ સુપથતણો સ્વીકાર, પ્રભુ મુજ કેમ થશે ઉદ્ધાર. ૩
સાહ્ય કરી મુજને જ ઉતારો,
આ ભવસાગર પાર, પ્રભુ મુજ તો જ થશે ઉદ્ધાર. ૪

નલિનકાન્ત નરસિંહરાવ દીવટિયા.



૬૭

તારો અમુલખ અવસર જાય રે ગોવિંદ ગારે;
ગોવિંદ ગા, ગોપાળ ગા, ગોપીજન વલ્લભ ગારે;
જોને ક્ષણે ક્ષણે હાનિ થાય ગિરવરધારી ગાને;
મુરખ તું સમજે નહિં, આયુષ ઓછું થાય,
જ્યમ સરોવરની માછલી, સમજે નહિ સલિલ સૂકાયરે. ગો.

ત તેનુ ભાસે તું'ને, ભોર બંપોર શરીર;
વહી જાતું જાણે નહિ, જ્યમ નદિયોનું નીરરે; ગોવિંદ.

અમુલખ લટકું લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વારરે. ગોવિંદ.

માયાની મધલાળથી, કોણ ધરાયું તું ધરાશે;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશે રે. ગોવિંદ.

ઠાલાં થોથાં કુટતાં, ખૂટયું દીપક તેલ;
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલરે. ગોવિંદ.

માયા મેવો મીઠડો, જ્યમ જ્વરમાં ઘીજ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજરે. ગોવિંદ.

પ્રભુ પાખે હે પ્રાણિયા, કોઇમાં પ્રીત કરીશ;
તારૂં ઢાંકયું અંતર ધીકશે, ટટળીને મરીશરે. ગોવિંદ.

અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટી ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વૃથા વહ્યું સૈ જાયરે. ગોવિંદ.

તને અનેક વાતની એક કહું, સમઝાઇ મા બાપ;
દયા નાવ શ્રીકૃષ્ણ થકી, શમશે સૈ પરિતાપરે. ગોવિંદ.

દયારામ.



૬૮

સાચું તે સગપણુરે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જુઠું રે, કશું નથી કામતણું; ટેક.

માત તાત સુત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતી, એહમાં તારૂં છે નહીં કોયે,
સગું એ તો સરવેરે, સુખ તે દામતણું. સાચું તે.

જનુની જનક એવાં કરયાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણા દેણીનો સંબંધ તુટ્યો, ત્યારે મૂકી ગયાં તેહ,
કોઇએ ના બતાવ્યુરે, ઠેકાણું વિશ્રામતણું. સાચું તે.

જોની આ હરીવિણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી ફેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર,
ભજે તેને આપેરે, પદ નીજ ધામતણું. સાચું તે.

અણું આસક્તિ કયહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઇ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીશું જોડ,
દયા દિન રજનીરે, રટણ કર રામ તણું. સાચું તે.

દયારામ.

## ६९

## બોધ.

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સે'જે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે;
દુનીઆની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઇને તું વહોરી ના પીડા લેજે,
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિં ભાસે
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઇને નહિ કહેજે;
વસે છે ક્રોધ-વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઇની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે;
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે;

*    *    *    *    *    *

રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીના તું બધા છલબલ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પેહેરાવી પ્રીતે દેજે;
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ,
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

બાળાશંકર ઉલ્લાસરામ.



૭૦

## પ્રભુનો પ્રેમ.

( ગઝલ. )

પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે,
અચલ આ પ્રેમ ને શ્રદ્ધા અભયને ધૈર્ય અર્પે છે.
જગત્ના ઘોર માર્ગોને ઉજાળે આ અચલ શ્રદ્ધા,
સકલ ભય દુઃખ ને સંદેહ તેથી દૂર થઇ જાતાં.
વિષમ દુઃખે દળાતાં ને પીડાતાં દીન હૃદયોને,
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા નવીન ચૈતન્ય અર્પે છે.
જગત્ના જુલમ ને દુઃખોથી મુઝાતાં મનુજોનાં,
જગત્ના નાથની શ્રદ્ધા સુકાવે અશ્રુઓ ઉન્હાં.

દિયો આ દીન આત્માને પ્રભુ આ પ્રેમ ને શ્રદ્ધા,
જગત્‌ના ક્ષોભ લાભોને તુફાનો ધૈર્યથી સ્હેવાં.
જીવનમાં વિષમ વિઘ્નો ને દુઃખો ભારે ભયોમાં જે
ટકાવે ધર્મના પથમાં અમોને શક્તિ આપો તે;
અતુલ આ પ્રેમ ને શ્રદ્ધા દિયો સામર્થ્ય હુમ્મેશાં,
અમોને, સત્ય, સુખ સ્વાતંત્ર્યથી નિજ ભૂમિને ભરવા.

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ.



## સમભાવ.

૭૧

સુખ દુઃખ મનમાં ન આણિએ, ઘટ સાથેરે ઘડિયાં,
ટાળ્યાં તે કોઇના નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ.
નળરાજા સરખો નર નહીં, જેને દમયંતી રાણી
એક વસ્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. સુખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી,
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી. સુખ.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ.
રાવણ સરખો રાજીઓ, મંદોદરી રાણી,
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ.

હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી,
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ.
શિવજી સરખા સતીયા નહીં, જેની પાર્વતી રાણી,
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી,
ભાવટ ભાંગી ભુધરે, મહેતા નરસૈંને સ્વામી. સુખ.

નરસિંહ મહેતા.



૭૨

## તુંજ છો.

ઉભો છું હું તારે દ્વાર,
મુજ સાર તુંજ છો;
આપ ના આપ લગાર
આપનાર તુંજ છો— ઉભો.

કીધાં પાપ મેં અનેક,
ભુલ્યો નીતિ માર્ગ છેક,
ક્ષમા અર્પનાર એક—
સર્વવાર તુંજ છો— ઉભો.

ચરણે ધરૂં શું ભગવન્ ?
રહ્યું છે શ્રદ્ધાનું ચેતન;
જીવમાત્રનું નિવેદન—
પૂરનાર તું જ છો— ઉભો.
જીવનવિણાના તાર—
તૂટયા સૌ ક્રમાનુસાર—
રહ્યો હે તારણ હાર !
એક તાર તુંજ છો— ઉભો.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



૭૩

નાથ કૈસેં ગજકો બંધ છુડાયો,
એહી અચરજ મેહુ આયો,
ગજગ્રાહ લડત જલભિતર,
લડત લડત ગજ હાર્યો;
જવ ભર સુંઢ રહી જલ ઉપર,
તબ હરિ નામ પુકાર્યો. નાથ.
શિવરીકે બોર, સુદામાકે તાંદુલ,
રૂચિ રૂચિ ભોગ લગાયો;
દુરયોધનકા મેવા ત્યાગ્યા,
ભાજી વિદુર ઘર પાયો. નાથ.

પેઠ પાતાળ કલી નાગ નાથીઓ,
ફેણુ પર નૃત્ય કરાયો;
ગીરી ગોવરધન કરપર ધાર્યો,
નંદ ઘર લાલ કહાયો— નાથ.

અગાસુર માર્યો બગાસુર માર્યો
દાવાનલ પાન કરાયો;
સ્થંભ ફોડી હિરણ્યાકષ્ય માર્યો
નરસિંહ નામ ધરાયો. નાથ.

અજામેલ ગજ ગુણુકા તારી;
દ્રૌપદીકા ચિર પુરાયો;
પયપાન કરત પુતના મારી,
કુબજાકો રૂપ બનાયો. નાથ.

કૌરવ પાંડવકો યુદ્ધ રચાયો,
કૌરવકું માર હઠાયો;
દુર્યોધનકો માન ઘટાયો;
મોહ ભરૂંસો આયો. નાથ.

સબ સખિયન મીલી કંગન બાંધ્યો,
રેશમ ગાંઠ બંધાયો.
છુટે નહિ રાધાજીકો કંગન,
કૈસે ગોવર્ધન ઉઠાયો. નાથ.

ખોલ કોટડી ચ્યાઢળ ધાયો,
ગરૂડકુ નાજ સતાયો
છુટે નહિ રાધાજીકો કાંગન
ઓ બલ કહાંરે છુપાયો. નાથ.

જોગી જયાકો ધ્યાન ધરત હુઇ
ધ્યાન ધરત નહી આયો.
સુરદાસ પ્રભુ તિહારે મિલનકું
જસોદાકી ધેન ચરાયો. નાથ.

સુરદાસ.



૭૪

## પ્રભુનું દયામૃત.

સખિ ! જ્યાં પ્રભુ દયામૃત ઝરે—
દિન્યતા જગની ત્યાં ઝળહળે !
પાર્થિવ દેહે, પરવશ આત્મા—
પામરતા આચરેઃ
પ્રતપ્તને ત્યાં પ્રતૃપ્ત કરવા—
પ્રભુ દયામૃત ઝરે, સખી ! જ્યાં—
પ્રભુ દયાને પરમ ભરોસે,
દિલ આરામ જ ધરે,

નિર્ભય નારાયણમય પ્રાણે,
　　　　પ્રભુ દયામૃત ઝરેઃ સખી ! જ્યાં-
ગુણ વિશેષ આકર્ષણે સ્વજન-
　　　　પ્રભુતાનાં પદ તરેઃ
ત્યાં આંતર આરાધન ધરવા,
　　　　પ્રભુ દયામૃત ઝરેઃ સખિ ! જ્યાં-
આત્માનું ઐશ્વર્ય, રાધિકા-
　　　　કૃષ્ણસમ, પ્રકટ કરેઃ
પ્રેમભક્તિલાંને રસ યોગે-
　　　　પ્રભુ દયામૃત ઝરેઃ સખીં ! જ્યાં-
તવ તેજસ્વી તારા સમ, જે-
　　　　ઘૂમે એકલ સૂરેઃ
લલિત રસિયા જીવનમાં એ,
　　　　પ્રભુ દયામૃત ઝરેઃ સખી ! જ્યાં-

લલિત.



૭૫

## પ્રભુ સ્તવન.

( ડૉ. માર્ટિનોકૃત hymn નું ભાષાન્તર )

ઇશ્વર છે જ્યાં મુજ પરમ મોક્ષ ત્યાં
　　　　કોથા રિપુથી ડરવાનું ?

છે અન્ધકાર, લાલચમાં મ્હારા
દીપક–સમિપ સહાયકને
અનુસરવાનું. ૧

મુજ આસપાસ અરિદળ ઘેરન્તું,
છતાં ધૈર્યથી લ્હડતો હું;
જમણે હાથે, પ્રભુ સહાય સાથે,
પછી કહો કઇ ભીતિથી
છે ડરવાનું ? ૨

આત્મા મુજ ! હિમ્મત સજી સદા,
વિશ્વાસ વિભુપર ધરજે તું;
જવ અનાથ ને દુર્બળ તું ભાસે,
શ્રદ્ધા એના પરમ સત્યપર
ધરજે તું. ૩

બળ ત્હેનું કરશે પ્રબળ હૃદય,
એ પ્રીતિથી તુજ ઉલ્લાસ વધે;
નિત દયા ત્હેની તુજ જીવન સુધારી
શાન્તિ અનન્ત જગેશ તું ઉપર
વિસ્તરશે. ૪

રામમોહનરાય જસવંતરાય દેસાઇ.



૭૬

## ભાવિચક્ર.

ભાવિ ! ત્હારૂં ચક્ર ફેરવ્ય પાડય નીચા મત્તને,
તુજ ઘોર ફેરવ્ય ચક્રને રવિ તેજમાં કે દુર્દિને;
તુજપેં કે તુજ ચક્રે સ્નેહ કે ધિક્કાર ના,
તુજ ચક્ર ફેરવ્ય, ભાવિ ! કાંઇ ક્રોધ કે આનંદમાં;
ચંડ તે ચક્રે થકી ઊંચા નીચા જઇયે નહી,
ભંડાર છે થોડો પરંતુ હૃદય અમ મ્હોટાં અતિ;
ત્હારા સ્મિતે હસશું અમે બહુ ખેતરોના અધિપતિ,
હસશુંજ ગુસ્સે થાય તૉયે, હોય અમના અમ ધણી;
મનુજ, કાં જે, મનુજ છે; નિજ ભાગ્યનો સ્વામીજ તે,
તુજ ચક્ર ફેરવ્ય, ભાવિ ! ફેરવ્ય ચકિત જનની ઉપરે;
તુજ ચક્રને તું તો ખરે આ મેઘમાંની છાય છો,
તુજ ચક્ર કે તુજ ઊપરે નહિં સ્નેહ કે ધિક્કાર તો.

સત્યેંદ્રરાવ ભીમરાવ.



૭૭

## ક઼ીસ્મત.

કહીં તું જાય છે દોરી દગાબાજી કરી, કીસ્મત !
ભરોસે તેં લઇ શાને ? આ હર્‌રાજી કરી, કીસ્મત !

થવા નિજ રૂપ દુનિયામાં ઉતરવાનું ઠર્યું, કીસ્મત !
કરી તુજ રૂપ રંજાડી લપેટી ઘા કરે, કીસ્મત !
ચલાવી પુષ્પમાળા પર નીચે સર્પો ભર્યા, કીસ્મત !
સનમ્ દીદારમાં નાખી પલક જુદાઇની, કીસ્મત !
લગાડી કાર્ય-કારણુની બરાબર સાંકળો, કીસ્મત !
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઉલટના આંકડા, કીસ્મત !
પિછાની બે અને બેને કહીને ચાર, હે કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ? તેં બેને એક આ, કીસ્મત !
ગણી મારૂં વળી મારૂં ભર્યું દિલ પ્રેમથી, કીસ્મત !
તથાપિ ત્યાં ભર્યું શાને ? શી રીતે ? ઝેર તેં, કીસ્મત !
ધરી આશા તણો પાયો ચણાવી તે ઉપર, કીસ્મત !
કહીં ? ક્યારે ? લીધો તાણી એ પાયો તેં, અરે કીસ્મત !
મૂકાવીને મીઠે ખોળે ભરોસે શીશ, હે કીસ્મત !
કપાવી શી રીતે ગર્દન વહે ના ખૂન પણ, કીસ્મત !
ઉડાવી 'અસ્તિ'થી દિલને લગાડયું 'નાસ્તિ'માં, કીસ્મત !
દરદ દિલ રોવું ત્યાં એ તેં વગોવાવું ભર્યું, કીસ્મત !
વહે આંખો ગળી ધારે-ધુવે દિલદાગને, કીસ્મત !
ખુદાઇની મીઠાઇમાં ભરી ખારાઇ કયાં, કીસ્મત !
મુડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ તેં, કીસ્મત !
તથાપિ ત્યાં બઝાડી શી ! ઉપાધિ બેવડી, કીસ્મત !
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૂરૂં, કીસ્મત !

કવિતા આ બકાવાનું કર્યું શે દ્વૈત તેં, કીસ્મત !
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું, કીસ્મત !
મને માલીકના કાને પડે ભણકાર ત્યાં, કીસ્મત !
રમાડયો આ દગાબાજી વિષે બહુ છું ખુશી, કીસ્મત !
મળ્યો માલીક વેચાયોઃ—કરી લે ચાહે તે કીસ્મત !

મણિલાલ નભુભાઇ.



૯૮

## આત્મબોધ.

(પૃથ્વી છંદ.)

ગઈ ઋતુ વસંત, પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગઇ વહીં; ભર જુવાની ચાલી પળી.
—દિસે નહિ દીસે તને, પરમ એક કર્તવ્ય કે ?
સમર સ્વામ, ઘરની હામ, સફર લાંબી છે મસ્તકે.
નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી
જડો જુની ઉખેડતાં અટકી જાય ઉલટી ઉંડીઃ
—દીસે નહિં શું દૂરનું સુભગ શાંત કર્તવ્ય કે ?
સમર સ્વામ, વમળ વામ, સફર લાંબી છે મસ્તકે.
નડે પશુપણું; નડે સપરિવાર પાપો જુનાં,
રહ્યાં ઘર કરી, હસે ફૂટ કરી, વળી ડંખતાંઃ

—નવીન બળ દે નહિ વિમલ સાધુ કર્તવ્ય કે ?—
સમર સ્વામ, ત્યજની મામ, સફળ લાંબી છે મસ્તકે.
નડે વિતથ કલ્પના, ભમતી ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચળ ભાવના, ઉંડું ઉંડુંજ શ્રદ્ધા થતીઃ
—દીઠું નવ દીઠું ખરે સતત જ્યોતિ કર્ત્તવ્ય કે ?—
સમર સમર સમર સ્વામ, સફર લાંબી છે મસ્તકે.

બળવંતરાય.



૭૯

## નિરાશા એજ છે આશા.

અહા ! હું એકલો દુનિયા–બિયાબાંમાં સુનો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું.
બતાવી રાહ આ જેણે ગયાં તે શું દગો દેઇ !
રિબાવી, રોવરાવી, ને શું રમશો ખાકથી મારી !
સ્મૃતિ આવી તમારી ત્યાં ન અશ્રુધાર રે' ઝાલી,
હૃદય રમતું ઉછાળા લૈ–જુવાની શું ફરી આવી !
સુણાવું લો કવિતા આ જિગું રસ નેત્રથી ઝરતો,
હૃદય હૃદયે મિલાવો તો જીવું ઉઠું પડ્યો મરતો.
અરે ! તે બાલપણના ક્યાં ગયા સાથી બધા સાચા !

ગઇ ક્યાં પ્રાણપ્યારી તે ! રહી મુજ ભાગ આ વાચા !
સુણાવું તે ય ક્યાં બેશી ! નથી કો ઠામ રોવાનું;
ભર્યું છે બેકદર દુનીયા વિષે જ્યાં ત્યાં વગોવાનું.
ભણાવી દો મને આજે, તમારી તે રીતિ જૂની,
ન જેથી દાગ દિલ લાગે ન લાગે ઝિંદગી સૂની !
બતાવો શી રીતે હસવું, હૃદય ખાલી છતે રડવું;
વચનમાં પ્રેમ બતલાવી ઇશારે પ્રેમિ દિલ હણવું !
અરે ઉત્સાહ ! ક્યાં પાયો ! મને આ ઇશ્કનો પ્યાલો-
કર્યો સંસાર ભર સુનો, વફાઇ ક્યાં મળે ? આલો !
ઉથામ્યાં ધર્મ શાસ્રોને-ભણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિ રીતિ અખંડિતમાં !
હુશે ક્યાં સત્ય દેખાડો, હુશે શું સત્ય સમજાવો;
રડી રે'વું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો.
બધી દુનિયા જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાનું અજવાળું મને અંધારી તે ઊડી !
અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિ તણી આશા,
સિતમપર લે ધરી ગરદનઃ-નિરાશા એજ છે આશા.

મણિલાલ નથુભાઇ.



૯૦

# અતલ નિરાશા.

( પૃથ્વી વૃત્ત )

પ્રભો, દ્યુતિ અખંડ ! આ લથડતી કજળતી ઝીણી.
શિખા અહુહુ દાખવે રચી રહેજ ઓળા બધે !
ભરૂં છ ડગ જેમ તેમ, પથ જોઉના, તો પછી
નિશાન ધ્રુવ મહાકિરણ ક્યાંથી હીણાયલી
નકામી પડતી જ આ દગ ઝીલી પ્રમાણી શકે !
દિસે પથ નહીં, નહીં દિક, નહીં દ્યુતિ, ધ્રુવ નહીં,
ભરૂં દમ ન છુટકેઃ દમદમે વધન્તી લહું
વૃથા જીવન-ભારની વિષમ ભારવતા, પ્રભો
નિચે ઉતરવું નિચે હજી હજી નિચે ક્યાં સુધી ?
હશે નહિ હશે જ શું તળિયું ઘોર આ ગર્તને ?
તમે તમ તમન્ત આ રજનિને ન આરો યદિ
હજીય પટ વેદના-રસ તણા કહો કેટલા
ન્હડી હૃદયને ફરી ફરિ રસી જમાવી શકે
અમિશ્ર ઘનઘોર નિશ્ચલ અભેદ્ય નિર્વેદતા !

બ. ક. ઠાકોર.



૮૧

## પશ્ચાતાપ.

અરે ! ધિક્કાર છે હું ને ! બન્યો પાપી ! બન્યો પાપી !
પિતાના સ્નેહની આંખો મહીં શૂળી, અરે ! આપી !
તરફડું ધૂળમાં હાવાં ! બદન પર લાખ સારૂં ખાક !
છતાં ના આગ હોલાતી ! બન્યો પાપી ! બન્યો પાપી !
પડયો કંગાળ હું મેળે ! નજરથી પાપને જોતો !
સળગતા નીચ ખાડામાં ! બન્યો પાપી ! બન્યો પાપી !
પિતા ! આ પાપથી રક્ષો ! શરણ માગૂં ! દયા બક્ષો !
અરે ! હું નીચ શું માગું ! બન્યો પાપી ! બન્યો પાપી !
છતાં માગું ! પિતા ! માગું ! સજા માગું ! ક્ષમા માગું !
અને તે નૂરની ઝાંખી પડેલો દાસ ના ત્યાગું !

કાન્ત.



૮૨

## પશ્ચાતાપ.

( મંદાક્રાંતા )

હા ! પસ્તાપો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે !
ઓહો ! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે !

માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે !
રાજ્યોથી કે જુલમવતી કે દંડથી ના બને જે
તે પસ્તાવો સહજ વહુતાં કાર્ય સાધી શકે છે !
હું પસ્તાયો, પ્રભુ ! પ્રણયીએ માફી આપી મને છે,
હું પસ્તાયો, મુજ હૃદયની પૂર્ણ માફી મળી છે.

કલાપી.



૮૩

## આર્તનો પુકાર.

ગીત.

દુરિત કૂપે પડયો હું હે જગત્રાતા !
લોભન લતા નીરખી મુજ પાય ચૂકયો— દુરિત કૂપે. ૧
શ્રવણ ન ધરી તુજ વાણી મંગલ,
કૂપ મુખ અંધ બની
ચરણ મૂકયો. દુરિત કૂપે. ૨
કરુણ રુદન સુણી તાત ! ઉગારો,
નીરખવા દિવ્ય પ્રભા
હું અતિ ભૂખ્યો— દુરિત કૂપે. ૩

નરસિંહરાવ.



## ૮૪

## બારણે પુકાર.

અક્ષરો અનેક વાર, ચક્ષુએ દિઠા હતા;
શબ્દ બે અનેક વાર કર્ણથી સુણ્યા હતા.
અર્થ બે અનેક વાર ચિત્તમાં ધર્યા હતા;
તર્ક બે અનેક વાર બુદ્ધિમાં વસ્યા હતા.
'બારણે પુકાર' વાકય એ અજાણ્યું ના હતું,
ગીત એ 'પુકાર'નું રચ્યું હતું નહિં નવું;
ગાન એ પ્રબન્ધ કેરૂં આદ્ય કાંઇ ના હતું,
ભક્તિભાવથી હતું ન ચિત્ત છેક વેગળું.
તોય મેં અપૂર્વ ને અનન્ય વૃત્તિ ભોગવી,
રમ્ય હારિ ત્યાં સુણી પરંપરા સ્વરો તણી;
ગીત તે મનોહરે શ્રુતીન્દ્રિયે ભર્યા ધ્વનિ,
જે વિચિત્ર કમ્પ સાથ ચિત્તમાં રહ્યા રમી.
ભાવતર્ક કેરી સીમ ચિત્તસ્થાનથી તુટી,
ને શરીર સર્વમાંહિ વ્યાપી શક્તિ માનસી;
ગીતકાવ્ય ભક્તિવાહિ રક્ત અંગમાં વહ્યું,
વ્યર્થ જાત તે વિના આધાર્ય પૂર હર્ષનું.
ચક્ષુ આદિ ઇન્દ્રિયે દિઠું નવું જ દર્શન,
ચિત્તને સ્મૃતિપ્રમાણુ લાગ્યું નિષ્પ્રયોજન;
જ્ઞાનપૂર્વ જે નહિં પ્રતીતિ તે થઇ નવી,

શ્રાવ્ય સૌખ્ય કેરી જ્યાં ઝરી નદી રહી વહી.
'બારણે પુકાર' ગીતની મહીં ઉંડો સુણ્યો,
દ્વારમાં પુકારતો જ ભક્તકંઠ ઓળખ્યો;
'બારણે' જ પ્હોંચી શબ્દ તે 'પુકારૂં' નીકળ્યો,
દીર્ઘસૂરબંધ દીન દૂરગામિ ઉપડયો.
ચક્ષુની સમીપથી જ અક્ષરોં ખસી ગયા,
શબ્દ એક તે થઇ ગયો જુદા ન બે રહ્યાં;
અર્થ તર્કના વિભાગ ભાવમાં મળી ગયા,
ગીતરાગથી દીઠી અખંડ એક કલ્પના.
હાર્દ જાણ્યું ગૂઢ 'બારણે પુકાર' વાકયમાં,
ગીત કાવ્ય બેની સંધિ જોઇ ચિત્તક્ષોભમાં;
અદ્ભુતત્વ ગાનનું નવું દિઠું પ્રબન્ધમાં,
સ્વર્ગદ્વાર પ્હોંચતો દિઠો પ્રભાવ ભક્તિમાં.
ભક્તનો પુકાર સૂણી સ્વર્ગદ્વાર ઉઘડયાં,
સાધુ એ અતુલ્ય ઇશ પાસ છે જઇ વસ્યા;
ગીત ધન્ય જે મુકયું અહીં સદૈવ જીવતું,
દીનબંધુ–બારણાં પુકારિ તે ગજાવિશું.
દીનકંઠ આ ભણી જ આનદ્વાર બંધ છે,
વાઙ્મયી ન વ્યક્તિ તો પુકારૂં શું હું બારણે?
નાથ! ભક્તપાળ! આત્મ આ પરે કૃપા કરી,
અન્ય ગાન સાથ ભેળી મૂક વાણી લો સુણી.

રમણભાઇ.

## ૮૫

## બારણે પુકાર.

દયા સિંધુ તારે બારણે પુકારૂં દીન બાળ,
દીનબંધુ તારે બારણે પુકારૂં દીન બાળ. દયા.

દીન ઉગે વળી સાંજ પડેરે, વેગે વીતી જાય કાળ,
અજ્ઞાની સમજું નહી રે, કરો પ્રભુ તમે પ્રતિપાળ. દયા.

ક્ષમા કરો પાપની પ્રભુરે કીધાં જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહિં કરૂંરે તારો મને ભગવંત. દયા.

તારો તારો પ્રભુ તારો મને રે તારો ત્રિભુવન નાથ,
ભવસાગર માંહિ ભમું છું કૃપા કરી ગ્રહો હાથ. દયા.

ભોળાનાથ સારાભાઈ



## ૮૬

## પોકાર.

અબ તો કૃપા કરો કરતાર !
ધીરે ધીરે પાપ પુંજકા બઢા શીશ પરભાર ॥
હૈ અંજ્ઞાન-તિમિર અતિ ફૈલા હુઇ દૃષ્ટિ બેકાર !
આશારૂપી જ્યોતિ બિના પ્રભુ કૈસે હો ઉદ્ધાર ॥

દુખ–સરિતા મેં જીવન નૈયા હૈ મઝધાર !
બિના તુમ્હારે કૌન ઉબારે ઔર લગાવે પાર ॥
આત્મશક્તિ દો, વિમલ બુદ્ધિ દો, ઉપજે યુક્ત વિચાર ।
એક બાર ફિરસે હો જાવે નવ–જીવન–સંચાર

નારાયણપ્રસાદ શ્રીવાસ્તવ.



૮૭

દવ તો લાગેલ ડુંગરમાં, કો'ને ઓધાજી હવે કેમ કરીએ,
કેમ તે કરીએ અમે કેમ કરીએ, દવ તો લાગેલ. ટેક.

હાલવા જઇએ તો વ્હાલા, હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ. દવ તો લાગેલ.

આરે વરતિયે નથી ઠેકાણું રે વ્હાલા, એરી.
પરવરતીની પાંખે અમે ફરીએ. દવ તો લાગેલ.

સંસાર સાગર મહાજલ ભરીઓ વ્હાલા, એરી.
બાંહોડી ઝાલો નિંકર બૂડી મરીએ. દવ તો લાગેલ.

બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધર નાગર, એરી,
ગુરૂજી તારે તો અમે તરીએ. દવ તો લાગેલ.

મીરાં.



૮૮

## ભક્તિ યાચના.

મારા નાથજી મૂજને, ભક્તિ દેજો સદા,
દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા,
અંતે આવી અહોનિશ રહેજો. મારા.

ભક્તિ કારણ મારો, દેહ દુર્બળ હજો,
દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે,
વળતી વલે મારી કુણ થાયે. મારા.

કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી,
નાસવા નીસર્યો નામધારી;
કૃષ્ણ કીર્તન વિના, ભવ જાએ વૃથા,
જેમ રહે જૂગટે રિદ્ધિ હારી. મારા.

હું ગર્ભે નાના ફરયો, નિત્ય ઉજાગરો,
નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ વિષે બૂડતાં, વાહર ને બુમ નહિ,
બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે. મારા.

અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને,
આજ કીધું વળી કાલ કરવું;

શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો,
આશ અધુરી અને એમ મરવું. મારા.
ઉત્તમ, મધ્યમ, વરણુ તું વિઠ્ઠલા,
પ્રકટ થઇને દરશન પમાડો;
નરસૈંયા રંકને, ટંક કરુણા કરો,
દીનબંધુ વજ્યો આંક આડો. મારા.

નરસિંહ મહેતા.



૮૯

## સત્સંગ.

તારા દાસના દાસની, નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભૂધરા મન મારૂં;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણુ કીર્તન નવ થાય તારૂં. તા.
પૂર્ણુ વિષપાનથી, દુરિજન દ્રોહેલા, વિષ પીધું તન તેનું મરશે;
તુજથકી વેગળા, તેહુની સંગતે, જન્મ કોટીતણાં સુકૃત હરશે. તા.
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટાળી તેણે;
પ્રહ્લાદ નારદે ગર્ભસંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે. તા.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જૂક્તિની, તાહુરા તે તેહુને નવ રાચે;
બેહુ કરજોડીને, નરસૈયો વિનવે, જન્મોજન્મ તારી ભક્તિ જાચે. તા.

નરસિંહ મ્હેતા.



૯૦

ધાહુ સુણી ધાજોરે, ધીંગડમલ ધીંગા ધણી;
પ્રભુનું પત પાળોરે, ભાવે ભાળો ભકતો ભણી, ધાહુ.

હું પતિત તમો પતિતપાવન, હું દીન તમો દયાળ,
હું ચાકર તમો ઠાકર મારા, પ્રજા તણા પ્રતિપાળ;
સંભાળી લીજે સ્વામીરે, અંતરજામી આશા ધણીઃ ધાહુ.

ભૂમિ આસ્માન તણો ત્રાસ બંધાણો, વાલ્યું જલ પવન અગન,
દંડી વિરંચી વિષ્ણુ શંકર તમે, તોડયાં ત્રણ ભૂવન;
સ્વદેજ ઉદ્દભિજની રે, બાજી તો તારે હાથે બણી. ધાહુ.

કોટી અપરાધ કોટી ગુના અમ, બક્ષો ગરીબનિવાજ,
તું તારા બર્દ સામુંરે જોજે, કરો કરૂણાનિધ સુખકાજ;
લજજા મારી રાખોરે, મહાન સંત ચિંતામણી. ધાહુ.

ભારે ભરોંસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ.
દુઃખ વિલાપ સંકટ કપટ ટાળો, હરિ હેત કરીને ઝાલો હાથ;
ધીરાની વારે ધાજોરે, તારે ને મારે પ્રીત ઘણી. ધાહુ.

ધીરો.



૯૧

## દીન અરજ.

ભટકતાં ભવમાંરે, ગયા કાળ કોટિ વહી;
હદ થઇ હાવાંરે, રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં.

આવ્યો શરણ ત્રિતાપનો દાઝયો શીતળ કીજે શ્યામ;
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, રાખો ચરણે સુખધામ;
કરૂણા કટાક્ષેરે કિલ્મિષ કોશ દહી. ભટકતાં.

જો મારાં કૃત્ય સામું તમે જોશો, તો ઠરશે બરાબરી;
રત્ન ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમો હરિ;
માટે મન મ્હોટું રે, કરો મુને રંક લહી. ભટકતાં.

આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમ પાસ;
ધર્મ ધુરંધર તમદ્વારેથી, હું કયમ જાઉં નિરાશ;
નિજનો કરી લ્યોરે, ના તો મુને કહેશો નહિં. ભટકતાં.

અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રી રણછોડ;
એકવાર સન્મુખ જુઓ સામળા, પોંચે મારા મનના કોડ;
હસીને બોલાવોરે, દયા તું મારો કહી. ભટકતાં.

દયારામ.



૯૨

## મારી નાડ તમારે હાથે.

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજોરે;
મુજને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજોરે. ટેક

પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે. મારી.

અનાદિ આપ વૈદ છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજોરે. મારી.

વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો!
મહા મુંઝારો મારો, નટવર ટાળજોરે. મારી.

કેશવ હરિ મારૂં શું થાશે? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભુધર ભાળજોરે. મારી.

કેશવરામ.



૯૩

## મારી લાજ તમારે હાથે.

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજોરે;
દીનાનાથ દયાળ દયા અદ્દભુત દર્શાવજોરે. ટેક.

સંકટથી સોસાણી મુરારિ, લેજો અંતર્યામિ ઉગારી,
હુવે ગયો છું હારી, બાપ બચાવજોરે. મારી.
કર્મ કઠણ માઠા ગ્રહ બેઠા, હાથ પડયા છે હમણા હેઠા;
પરમેશ્વર કયાં પેઠા? પણ પરખાવજોરે. મારી.
અહિતમાં અને હિતમાં અણસમજુ, કૃત્યાકૃત્ય વિષે શું સમજું
ભજું તજું શું? માધવ માર્ગ બતાવજોરે! મારી.
કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુ! પદ હોય હજી જો પ્યારૂં,
મંગલ કરવા મારૂં, અંગદ આપજોરે. મારી.

કેશવરામ હરિરામ.



૯૪

## મુજને મુકશો મા!

માહારે અંત સમય અલબેલા, મુજને મુકશો મા;
માહારા મદનમોહનજી છેલા, અવસર ચુકશો મા. ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મુકશો મા;
શ્રી ગુરૂ સાપે ગ્રહ્યો કર માહારો, અવસર ચૂકશો મા. ૨
માહારા દોષકોષ સંભારી, મુજને મૂકશો મા;
શરણાગત વત્સલ ગીરીધારી અવસર ચૂકશો મા. ૩
હરિ માહારે ધરમ નથી કોઇ સાધન, મુજને મુકશો મા;
નથી સતસંગત સ્મરણ આરાધન અવસર ચૂકશો મા. ૪

શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો મા;
માહારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશો મા. ૫
સમરથ કરૂણાસિંધુ શ્રીજી દયાને મુકશો મા;
માહારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો મા. ૬

દયારામ.



૯૫

## મ્હારો ત્રાતા.

મ્હારૂં ગરીબનૂં છે બળ તૂં તૂં:
હૂં દીનનો, વિભુ! તારક તૂં તૂં:
થા મુજ રોજ નિયામક તૂં તૂં:
તૂં તૂં તૂં, સ્વામી!
ગીત હમેશ હૂં ગાઊંછૂં ત્હારાઃ
દાન હમેશ હૂં યાચૂં છૂં ત્હારાઃ
માગૂં અશાશ્વતના છૂટકારાઃ
મ્હારા ઓ સ્વામી!

'સાગર'



૯૬

## ઓ દયાળુ પ્રભુ !

મૂક વદે, પ્રભુ ! ત્હારી દયાથી !
પંગુ ચ્હડે ગિરિ ત્હારી દયાથી !
બધિર સુણે, પ્રભુ ! ત્હારી દયાથી !
સ્વામી ઓ મ્હારા !
તત્ત્વ વહુન્ત જીવન્ત તૂંમાંથી !
સ્નેહ, પ્રકાશ, જ્વલન્ત તૂંમાંથી
પામૂં હું સત્ય અનન્ત તૂંમાંથી
સ્વામી ઓ મ્હારા !

'સાગર'



૯૭

## પ્રભુ શરણ.

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો.
સાંકડાના સાથી સામળીઆ, છો બગડ્યાના બેલી;
શરણે પડયો ખળ અમિત કુકરમી, તદપિ ન મૂકો ઠેલી. હરિ.
નિજ જન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રી રણછોડ;
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો બરદ–બળ–કોડ. હરિ.

અવળનું સવળ કરો સુંદર વર, જ્યારે જન જાએ હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુકૃતહારી. હરિ.
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરંતા સંકટ ટાળો, ગણો ન મોટો નાનો. હરિ.
વિકળ પરાધિન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરતબંધુ સહિપણ અભય કંર, અવગુણ ઉર નવ આણો. હરિ.
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયા પ્રીતમ ગિરિધારી;
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. હરિ.

દયારામ.



૯૮

## તારવા સમર્થ છો.

તારવા તમે પ્રભુ સમર્થ છો, જેવો છું તેવો. તારવા.
અવગુણ દોષો અપાર નાથ છે અમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો. તારવા.
યોગ્યતા નથી તથાપિ આશ રાખું છું તમારી,
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો. તારવા.
મુક્તિ પદ માગવાની હામ કેમ ચાલે મારી,
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો. તારવા.

કરૂણા નિધાન નામ નાથ છે તમારૂં માટે,
પાપ તાપ કાપો તો કાપવા સમર્થ છો. તારવા.

ભોળાનાથ સારાભાઇ



૯૯

## દાસનો દાવો.

દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગું;
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગું.

વા'લાજી, હું છું પળપળનો અપરાધિ;
ભરેલો આધિવ્યાધિરે, પાવલે લાગું. દામોદર.

વા'લાજી, હું તો તમારા બળથી ઘણો ગાજું;
જાણો છો કહું શું ઝાજું રે, પાવલે લાગું. દામોદર.

વા'લાજી, હું જેવો તેવો તો એ હું તમારો;
આધાર અવર નહિં મારો રે, પાવલે લાગું. દામોદર.

વા'લાજી, મારૂં જોર નથી, જો તરછોડો;
શું રૂઠી કરે મંકોડો રે, પાવલે લાગું. દામોદર.

વા'લાજી જનનું માન જગતમાં વધારો,
અમે તો ઘરમાં મારોરે, પાવલે લાગું. દામોદર.

નૃપના ગજઘોડા મસ્તીખોરા ને માન મોટું;
મારે ના માન ખોટું રે, પાવલે લાગું. દામોદર.

દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો;
મારો દાસપણાનો દાવોરે, પાવલે લાગું. દામોદર.

દયારામ.



## ૧૦૦

## કોને શરણ જાઉં?

દીનનો દયાળ છોડી કોને શરણ જાઉં—
માત તાત જાણી પ્રભુ, ચરણ પ્રતે ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતિ કૃતાર્થ થાઉં— દીનનો.
નીતિ ભક્તિરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઇષ્ટ બ્રહ્મની, હું સ્તુતિ ગુણ ગાઉં- દીનનો.
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પલ્લવ હું સાહું— દીનનો.
નમી નમી પરાત્પરા હું ચરણ તારે આવું;
પ્રેમ પુણ્ય અંજલિ, પ્રભુ પદે વધાવું— દીનનો.

'ભોળાનાથ સારાભાઇ'



## ૧૦૧

## શરણાગતને નિભાવો.

શરણાગતને નિભાવો, પ્રભુ સર્વ દોષ સમાવો.
કૃતિયો ન લક્ષમાં લાવો, પ્રભુ સર્વ દોષ સમાવો.
વિનય થકી વિનતિ અમે કરીયે, સન્મતિ નિત્ય બતાવો. પ્રભુ.
જગદીશ્વર જગતબંધ દયાળા, દુઃખ સંકટથી બચાવો. પ્રભુ.
દુષ્ટ વિકારો તણી જાળોમાં, વિભુ નવ અમને ફસાવો. પ્રભુ.
સદા સદાચરણમાં અમારી, વૃત્તિ વિશેષ રખાવો. પ્રભુ.
અવલંબન આધાર તમારો, સદ્ધર્મ કર્મ કરાવો. પ્રભુ.
પ્રતિ પાલન પ્રભુ નિત્ય કરો છો, તે ઉપકાર સ્મરાવો. પ્રભુ.
કૃપાઘના કર ગ્રહીને અમારાં કિલ્વષ સર્વ હઠાવો. પ્રભુ.
ભક્તિ થકી ભગવંત અમારૂં, ચિત્ત કદી ન ડગાવો. પ્રભુ.
ક્ષમા કરી અપરાધ અમારા, ઉત્તમ માર્ગે ચઢાવો. પ્રભુ.

ભોળાનાથ સારાભાઈ



## ૧૦૨

## અનન્ય ભકિત.

શરણ પડયો છું રે શ્રીહરિ, નથી મારે અવર આશ વિશ્વાસ;
શ્રી વલ્લભના રે લાડિલા, અનન્ય આપ તણો હું દાસ. શરણ.

નહિં કોઇ દેવી રે દેવતા, નહિં કોઇ આપતણા અવતાર,
ઘરનો ગુલામરે રાવલો, મન કર્મ વચને નંદકુમાર શરણ.
મ્હારે નથી બળ સાધનરે ધર્મનું, નથી બળ ભકિત જ્ઞાનવિવેક;
સેવા સમરણરે ના મળે, મેં નથી સત્સંગ કર્યો ક્ષણ એક, શરણ.
પણ બાનું તમારૂં રે જોઇને, મુજને જગત કહે હારભકત;
હું છું જૂઠો રે જીવણજી, નથી મારૂં મન તમથી આસકત. શરણ.
તે અંતે ઉઘડી રે વાગશે, પાસું દેશો જો મહારાજ;
બળવંત બાનુ રે લાજશે, હું નિરલજને શાની લાજ. શરણ.
પણ એક ભરોસો રે એ છે, અંતરજામી છો તમે સાક્ષ;
બિરદ વિચારી રે કૃપાનિધે, સહજે કરશો કૃપા કટાક્ષ. શરણ.
મોઘમ રાખે રે મોટમ ધણી, ઉઘાડું પાડે ઓછ જણાય;
સાચો સંગ્રહરે સહુ કરે, જૂઠું નભવે જગ જશ ન થાય. શરણ.
જેવો તેવો હું છું રાજનો, દીન લહી કરિયે કરૂણાનંદ;
દાસ દયાની રે વિનતી, કૃષ્ણ કૃપાનિધિ ધરજો કાન. શરણ.

દયારામ.



૧૦૩

દર્શન દોનીરે દાસને માહારા, ગુણનિધ ગિરિધરલાલ;
નાથ નિવારોરે ત્રાસને; આપો આપ ઊપર અતિ વાહાલ.
દર્શન. ૧

શ્રી નટવર નંદન રે નંદના, ભાવે મુને મદન મનોહર રૂપ;
ચિત ના ચોહોટે રે માહેરૂં, મુને અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ.
દર્શન. ૨
જપું નહિં અજપારે જાપને, ગમે ના સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધિરે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સાદ;
દર્શન. ૩
અન્ય ઊપાસના રે ના ગમે, વિના એક પૂર્ણ પુરૂષોત્તમ;
ફીકાં લાગે રે સાધન સહું, પડી મુને પ્રેમભક્તિમાં ગમ.
દર્શન. ૪.
મુને શ્રી વલ્લભ સુત રે ગુરૂ ગમ્યા, સહુ વિધિ શ્રી કૃષ્ણજી સમાન;
જીવના સાધન રે ના જુવે, વાહાલો નિજ બળે કરે નિજાનંદ
દાન. દર્શન. ૫
સર્વ તપાસ્યું રે ફરી ફરી, કિંચિંત કયઉંના દીઠું સાર;
સુખ એક દીઠું રે સર્વથી, સેવા સ્મરણ નંદકુમાર; દર્શન. ૬
શ્રી માહા પ્રભુનીરે કહાણથી, મુજપર રીઝો રાધાનાથ;
સમુલ અવિદ્યારે તો ટળે, હરિ જી ઝાલો માહારો હાથ.
દર્શન. ૭
શ્રી વૃંદાવનનીરે કુંજમાં, જ્યાં કરે જુગલ કિશોર વિલાસ;
દાસ દયાનીરે વિનંતિ, મુને દાસ કરી રાખો નીજ પાસ.
દર્શન. ૮
દયારામ.



૧૦૪

## કાળચક્ર.

( રોળા વૃત્ત. )

મહા નદીનો ઓઘ ઘુઘવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યહાં પડે ચીલો ન જરા એ;
ગગનચુમ્બી ગિરિરાજ ઘડ્યો કઠણ પથરાએ,
કાળતણું ત્યહાં ચક્ર ઘસાઇ ખાંડું થાએ. (૧)
ધ્યાન ધરંતો ઊંડું પડ્યો નભ ભણી નિહાળે
સિન્ધુરાજ ગમ્ભીર ઘોષ કરતો કંઇ મ્હાલે,
કાળચક્ર જે ઘૂમે ન્હાનુંશું ત્હેની નજરે
હશી મન્દ તે ભણી લગીરે મન તે ન ધરે. (૨)
ને છેદી ગિરિશીશ ચણે મન્દિર મ્હોટાં જે,
નિજ આજ્ઞા–અનુસાર ખેંચી નદિયોને ગાજે,
નાચે સાગરપીઠે, ન જાણી મહિમા ત્હેનો,
બેસી કાચલા માંહિં, જગત ધણી માનવ તે તો,–(૩)
તે તો માનવરાજ, ઘૂમે જે ગર્વે ભરિયો,
લઇ મન્દિર નિજ સાથ સાથ લઇ નાવનઅરિયો,
ચક્ર અડંતાં વાંત કાળતણું, થાએ ચૂરો,
ને જાણ્યું નવ જાય જાય ક્યહાં ઊડી શૂરો. (૪)

નરસિંહરાવ.



૧૦૫

## મરણનો ભય,

લેખની મુજ મનક્ષેત્ર જ લણે,
જતું ઉભરાઇ તર્કના કણે,
અને પરિપક્વ ધાન્ય અંબાર
ભરે ગ્રન્થ તણા ઢગ મોઝાર,
તેહ પૂર્વે મીંચાશે નેન,—
હૃદય મુજ ઘેરે જ્યહાં ભય એમ;
ઉચ્ચ, અદ્ભુત, અનુપમ કો ગાન-
તણાં કંઇ ઝાંખાં ભવ્ય નિશાન
નિરખી તારકમય રજનીમુખે
ચિન્તતો હું કંઇ જ્યહાં કૌતુકે,-
અહેતુક કવિતજાદુથી કાંઈ
ભવ્ય એ નિશાન કેરી છાય
આંકવા લઇ પીંછી સપ્રેમ
ભૂતળે હું નહિ થોભું, એમ;
અને-ઓ ક્ષણભંગુર સુન્દરી !-
હૃદય મુજ ચિન્તા રહે ઊભરી,-
લાભ તુજ દર્શન કેરો ફરી
નહિ લઉં જીવન માંહિ ઠરી;
અને જે અનન્ય લયનો સાર,

પ્રેમ, રમતો તજી સર્વ વિચાર,
મોહની માયા એ પ્રેમની–
તણો રસ ચાખી સકીશ નહિં ફરી;
ચિન્તન આ મન ઘૂમતાં,–વિશાળ આ ભવકંઠ
ઉભો હું એકલો વિમાસું, ને દેખું હું ડુબંત
પ્રેમ ને કીર્તિ ઉભય થઇ લીન,
શૂન્ય ગમ્ભીર શૂન્યમાં લીન.

નરસિંહરાવ.



૧૦૬

## મૃત્યુની નિદ્રા.*

( શિખરિણી )

મરી જાવું તે શું ? જગત પરના બન્ધ તજવા !
કંઇ ઉંચે ઉડી અનુપમ સુખો નિત્ય ભજવાં !
મીઠી એ નિદ્રામાં મનુજ ઉરનાં દુઃખ શામતાં !
કંઈ રૂડાં સ્વપ્નો અતિ મધુર, સ્નેહે નિરખવાં ! ૧
હશે શું મૃત્યુ તે ? બહુ બહુ વિચારૂં હૃદયમાં
ન સૂઝે કાંઇ ને ગુંચવઇ રહુ એ વમળમાં

---

* લેન્ડોરનાં એક કાવ્ય પરથી.

ઘડીમાં ધારૂં કે "મરણુ પછી સૌ શાન્ત બનતાં"
વળી પાછો ધારૂં "કંઈ નવલ સ્વપ્નો નિરખતાં" ૨
" અરે ! એ નિદ્રામાં મધુર મધુરાં સ્વપ્ન રમતાં
હશે," એવા ખ્યાલો મુજ હૃદયને ખૂબ ગમતા
હશે જો એવું તો સુખી-જન મહીં કો મુજ સમું
ન સદ્દભાગી બીજું, સતત તુજ સ્વપ્ને પ્રિય ! રમું. ૩

મોહનલાલ પાર્વતીશંકર દવે.



૬૦૭

## મૃત્યુને પ્રાર્થના.

તોટક.

પળવાર જ મોત ! તું થોભ્ય ભલા !
મરવું મુજને હજી ના ગમતું;
ખીલતી બધી આશ હજી ન લણી;
નિરખું તુજ ચક્ર શિરે ભમતું.
સુખકોશ હજી ભરિયા ન પૂરા;
હજી ગાન બધાં મુજ છે અધુરાં;
મુજ અશ્રુ હજી સઘળાં ન ઢળ્યાં;
પળવાર જ થોભ્ય તું મોત ભલા !

નરસિંહરાવ.



૧૦૮

## મૃત્યુનું સ્વરૂપ.

બાપુ પધાર્યા સતધામમાં, સૌને કહ્યા જે શ્રી રામરે;
નામ નિરાંતની સાનમાં, અમો જૈશું ગોવિંદ ગામરે. બાપુ. ૧
ફૂલ ખીલીને ખરી પડેરે, એવું કાયાનું છે રે ઠામરે;
માટે ચેતી ચોંપે ચાલવું, મૂકી મમતા તમામરે. બાપુ. ૨
આજ આનંદ મારા અંગમાંરે, પરિબ્રહ્મ વેળા થઇરે;
જ્ઞાન રાખીને ગર્વ રાખજે, સત માનો સાચી કહીરે. બાપુ. ૩
સ્વપ્ન હતું તે સમાઇ ગયુંરે, સુરતા થઇ એકતારરે;
સરિતા સિંધુમાં ભળી ગઇ, પળમાં પામી ભરથારરે. બાપુ. ૪
સંવત અઢાર નવાણુવોરે, ઉત્તમકારી આસો માસરે;
શુદિ એકાદશી બુધ રાત્રિએ ગયા ધામ બાપુ દાસરે. બાપુ. ૫
બાપુ.



૧૦૯

## અવસાન.

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી, ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરીને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઇ;
સમજીને ચાલો સુધારે, ન જાશો ડાબા કે જમણી. મનજી.

વચે ફાંસિયા વાટ પાડવાને, બેઠા છે બે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક ત્યારે તેનો નહિ ભાર,
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતિ સઉ તે તણી. મનજી.
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન કાંઇ અટકાવ;
આપણો કરતાં જોખમ આવે ફાવે ધણીનો દાવ;
એટલા સારૂં રે, ન થાવું વહોરતના ધણી. મનજી.
જોજો જુગત થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે હવાં, જઇયે પોતાને ગામ;
સુજે છે હવાં એવું રે, અવધ થઇ છે આપણી. મનજી.

દયારામ.



૧૧૦

## અવસાન સંદેશ.

નવ કરશો કોઇ શોક—રસિકડાં, નવ કરશો કોઇ શોક—ટેક.
યથાશકિત રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં.
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી—રસિકડાં.
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુ પણથી—રસિકડાં.
એક પીડમાં બીજી ચ્હીડથી જળશે જીવ અગનથી—રસિકડાં.
હતો દુઃખિયો થયો સુખીયો, સમજો છુટયો રેણથી—રસિકડાં.
મુઓ હું ત્હમે પણ વળી મરશો, મુકત થશો જગ તમથી—રસિકડાં.

હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી—રસિકડાં૦
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં૦
જુદાઇ દુઃખ તે નથીજ જવાનું, જાયે માત્ર મરણથી—રસિકડાં૦
મરણ પ્રેમીને ખચિત મોડું છે, દુઃખ વધે જ રૂદનથી—રસિકડાં૦
જગત નીમ છે જનમ મરણનો, દૃઢ રહેજો હીંમતથી—રસિકડાં૦
મ્હુને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી—રસિકડાં૦

નર્મદાશંકર.



૧૧૧

## મૃત્યુનું સ્વરૂપ.

(ગરબી)*

ઉડી ગયો ભ્રમ, ભાર ગયો મમ, મન નિર્મળું થયું રે લોલ;
તિમિરે જનમ્યું તિમિર જતાં ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ.
ચોગમ નાંખી નજર નિહાળું હું મૃત્યુ કયહાં રહ્યું રે લોલ?
માયા દેહ ધરંતુ એહ જ, મૃત્યુ મરી ગયું રે લોલ.
દીઠું જીવન તત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટ્યું પછી તત્ક્ષણ મૃત્યુ મરી ગયું રે લોલ.
જીવન પરજીવન બે એક અખંડ પ્રવાહ છે રે લોલ;

* ગોરમા, શિદ આપ્યો અવતાર કે નાગરી નાતમાંરે લોલ—એ ચાલ.

રૂપ બદલતું જીવન તે પર જીવનમાં વસેરે લોલ.
જીવન-જ્યોતિપૂર વિશાળું જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય મૃત્યુ મરી ગયું રે લોલ.

નરસિંહરાવ.



૧૧૨

## પ્રાર્થના.

( ઢોંડી )

હૃદય કઠિન અને શુષ્ક બને જ્યારે
કૃપા ધારા સહિત હો પધારો ત્યારે–
રસ હીન જીવન લાગે કટુ જ્યારે
ગાનઝરણુ સહિત હો પધારો ત્યારે.
ધાંધલ મચાવીને પ્રવૃત્તિ ગુંગળાવે હા મુને,
શાંતિનાથા ! હો પધારો શાંતિસુખસહ ત્યાહરે;
મમ તુચ્છ ઉર ખૂણે દબાઇને લપાયે જ્યાહરે
દ્વાર ખોલો હો પધારો રાજવિધિ સહ ત્યાહરે
વાસના વિપૂલ મોહધૂળ વડે જ્યારે
કરી અંધ દીન હૃદયને ભૂલાવે
પ્રાર્થુ હે પવિત્ર ! હે અનિદ્રનાથા !
તેજ ગર્જનસહ હો પધારો ત્યારે.

ગોવર્ધનદાસ ડાહ્યાભાઇ

૧૧૩

## પ્રાર્થના.

( પૃથ્વી છંદ. )

પ્રભો, શિર નમ્યું: નમ્યું જ ધરૂં સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે: સકલ અન્ય એમાં લહું.
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુવે ઉઠી ફરી ફરી ઉપર બુદ્દબુદો,
પ્રસારી નિજ મેલ ફીણ વમળો, અરે કીટકો,
લસે અમિત—ને ફુટે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરેરે પ્રભો!
વહે કયહિંથી બુદ્દ્બુદો ફરી ફરીજ એ એહવા ?
હશે પવન સંતતિ ? ઉદધિનીજ વેળા હશે ?
દીસે નહિં દીસે અગર તિમિર ગહવરો આત્મમાં.
ત્યાંથી નિકળી ધસે ફરીજ એ બુદ્દ્બુદો ?
અદૃષ્ટ—ભવથી અને જીગરનાં જુનાં પાપથી
બચાવ! જય! આપ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલ ઓઘ અર્ઘ્ય પ્રસરાવતો હે, પ્રભો!

બળવંતરાય.



૧૧૪

## પ્રભુ ! એજ નિવેદન.

પુષ્પ કદિ કરો મ્હને, કરો શતદલ;
ત્હમારે ચરણે, પ્રભુ ! એજ નિવેદન.
વારિ કદિ કરો ત્હમે, કરો ગંગાજલ;
કરો દુર્વા, આપો કદિ તૃણનું જીવન.
તુલસી કરજો, કદિ કરો પત્ર મ્હને;
વૃક્ષ કરી રાખો જો, તો કરજો ચન્દન.
જીવ કદિ,–કરો નર નત્ ભક્તિમય;
જન્મે જન્મે દેજો પદ, કરવા વન્દન.

નાનુ



૧૧૫

## હું તે શું સમરપૂં ?

કાંઇ નહીં મારૂં નાથ, હું તે શૂં સમરપૂં.
આપના સ્વરૂપ માંહે, આપોપું અર્પૂં. કાંઇ નહિ. ૧
ત્રિગુણાત્મક મૂળ શકિત, પ્રકૃતિ તમારી;
તેથી ગુણ ભેદ રૂપ, સૃષ્ટિ વિસ્તારી. કાંઇ નહિ. ૨

પૃથિવ્યાદિ ભૂતતણી વિકૃતિ અનંતા;
દ્રવ્યાદિક સકલ માહારૂં હું મંતા. કાંઇ નહિં. ૩
ઉભય દેહ ભૌતિક છે માહારૂં નહીં એકે;
તેવો સંબંધી ગણું સત્ય નહી વિવેકે કાંઇ નહિ. ૪
વિશ્વ વિષે વ્યાપક ચિદ રૂપ છે તમારૂં;
સ્થાવર જંગમમાં કોઇ તેથી નહિ બાહારૂં. કાંઇ નહિં. ૫
માહારૂં તો અજ્ઞાન એક, તેથી હું માહારૂં;
દેહાદિક માંહે હું તું, નાહક નઠારૂં. કાંઇ નહિં. ૬
નાથ કૃપાસિંધુ વિષે તેં સકળ ગુમાવ્યું;
ભેદ રહિત ચૈતન ઘન હૃદયમાં જમાવ્યું; કાંઇ નહિં. ૭
અનંત અભેદ એક તમને નિત્ય ગાઉં;
મનોહર ભૂલેથી ભેદ ઢુંકડો ન જાઉં. કાંઇ નહિં. ૮

"મનહર."



## ૧૧૬

## પ્રભુનું શરણ.

અમે તો ત્હારાં શરણ ધર્યાંઃ
અહો ! કિરતાર
ભોળપ ભરપૂર,
ઓછવને ઉર,

ત્હારો એક આધાર;
અહો ! કિરતાર !
ભરચક ભવમાં,
ભર વસ્તીમાં,
ત્હારો એક દિદાર:
અહો ! કિરતાર
અમે તો ત્હારાં શરણ ધર્યાં:
અહો ! કિરતાર !

"લલિત"



૧૧૭

## પ્રભુ પ્રાર્થના.

દેવાધિદેવ ! કરૂં સેવ સદા હું ત્હારી,
પ્રેમે સ્તવું પરમ ભક્તિથી નાથ ! નામી:
હું ક્ષુદ્ર પ્રાણી ધરૂં આશ સદૈવ ત્હારી,
દ્યો નાથ ! સઘ ભવસિન્ધુ થકી ઉતારી !
હું મન્દ બુદ્ધિ: મન મ્હારૂં નહિ વિરામે,
તર્કો વિતર્ક થકી દુઃખ અનેક પામે !
અજ્ઞાન એ પરમ કારણ કષ્ટ કેરૂં,
તે ટાળવા સ્તવન હું કરૂં તાત ! ત્હારૂં.

જે જે વિચાર ઉરમાં ઉભરાઇ આવે,
તે તેની સાથ જુદી લાગણીઓ કરાવે !
તે ઊર્મિયો થકી અસહ્ય વિષાદ પામું,
ત્હારી કૃપાથી તુજ ધ્યાન વિષે વિરામુ'.
ત્હારી કૃપા થકી દુઃખો સહુ દૂર જાય,
સંસાર તાપથી ન ચિત્ત વ્યથિત થાય;
દુઃખો ન દુઃખ કદિ ભક્ત ઉરે જણાય,
લીલા નિહાળી તુજ, નેત્ર કૃતાર્થ થાય !
ઓ નાથ ! મન્દ મતિ ભકત તણી સુધારો,
સંસાર સિન્ધુ તરણે મુજ હસ્ત સાહો !
સંતોષ દુઃખ સમયે મુજ ચિત્તમાં હો !
વિશ્વેશ ! દીન સ્તુતિ પ્રાર્થન આ સ્વીકારો.

કુઝ.



## ૧૧૮

## ઈશ્વર સ્તુતિ.

કરૂં પ્રભુને હું પ્રણામ, સંપૂર્ણ પ્રેમ ધરી રે પ્રભુ. કરૂં.
અચળ અગોચર ત્રિભુવન વ્યાપક પ્રભુ છો અંતર્યામ,
તુજ યશ મહિમા ગુણ ગાવાને વાણી પામે વિરામ,
મતિ નહિં ચાલે જરીરે પ્રભુ. કરૂં.

અનુગ્રહથી અવગુણુ ન જુઓ, કરૂણા સાગર નામ,
જીવ તણાં પરિપાલક જાણું રાખી ચિત્તમાં હામ,
ભવથી જાઉં તરીરે પ્રભુ. કરૂં.

અગણિત મેં અપરાધ કીધા છે નવ પામું કહી ઠામ,
અતિ કરૂણા પ્રભુ કરી મુજ ઉપર આપો અવિચળ ધામ,
ધીરજ ધારૂં ખરીરે પ્રભુ. કરૂં.

સૃષ્ટિ તણી રચના રચી પોતે પૃથક્ રહ્યા નિષ્કામ,
ભક્તિ થકી ભગવંત પમાશે દાસ હું જાણું આપ,
અતિ સત્તા પ્રસરીરે પ્રભુ. કરૂં.

સર્વ કાળ હું શરણુ તમારે અન્ય નહિ વિશ્રામ,
ઐહિક–મુષ્મિક સુખ આપી સફળ કરો શુભ કામ,
કરૂણા પૂર્ણ કરી રે પ્રભુ. કરૂં.

ભોળાનાથ સારાભાઇ.



૧૧૯

## નિસર્ગ ભક્ત.

મ્હેં જોયું મંદિરની મહીં હા! ત્યાં કંઇ દીઠું નહિં,
મ્હેં જોયાં મસજીદ બાર, મ્હારી, ત્યાં કંઇ દીઠું નહિં.

જાત્રા કરી કાશી ગયાની ચાર ધામ ફરી વળ્યો,
કીધી હુજો મક્કા મદિના, અર્બ, તુર્ક, ભમી વળ્યો,
જોઈ કબર મૂરતી બધે હા ! ત્યાં કંઈ દીઠું નહિં.
ખોળી વળ્યો વેદો કુરાનો ફેરવ્યાં પાનાં બધાં,
શીખી લીધી વેદાન્ત, સુફી પંથ સર્વ ફર્યા કર્યા.
હા ! ફિલસુફી સુકી બધીમાં, ના અરે ! દીઠું કંઈ.
થાકી ફરૂં આ રાનમાં, જ્યાં માનવી આવે નહિં,
મુજ જીગર શા, અંધારમાં, જ્યાં ચશ્મ કો ચાલે નહિં,
ઓચિંતિ ત્યાં ત્હારી સિતારી આંખમાં આવી ગઇ;
આફ્તાબ શો ઉંચે ચઢંતો જોઉં હું ઝાડી મહીં,
રૂપેરી રોશનથી ભરેલો ચાંદ, અંધારી મહીં,
ચ્હેરાનું ત્હારૂં નૂર એવું કયાંય હા ! દીઠું નહિં.

મલયાનિલ.



૧૨૦

## નામ મહિમા.

ભાઈ નામ સમજીને બેસી રહીએ,
આત્મા તેની (૨) મનમાં મગન થઇ રહીએ. ભાઇ.

રામ ને રહેમાન તમે એક કરી જાણજો,
કૃષ્ણ ને કરીમ એક કહીએ.
વિષ્ણુ બીસમીલ્લામાં ભેદ નથી ભાઈ (૨)
અમે અલ્લા અલગ નવ કહીએ. ભાઇ.

ગફુર ગોવિંદ તમે એક કરી જાણજો,
મૌલા માધવ ગુણ ગાઇએ.
હરી હક્ક તાલાનો ભેદ મેં તો જાણ્યો, (૨)
હવે ચોરાશીમાં નવ રહીએ. ભાઇ.

પરવરદીગાર પરમેશ્વર એક કરી જાણજો,
નબી નારાયણ ચોંટયો હૈયે,
ચોખા ને ચાવલ પણ ડાંગર એક, (૨)
એવું સમજે તેના ચેલા થઇને રહીએ. ભાઇ.

બાપુ સાહેબ નામ પાક, તેને બીજું નાપાક,
એવું સમજાવે કહો કયાં જઇએ ?
જે જે પાખંડ કરે તેમાં પડે તેતો પાછો (૨)
અમે બ્રહ્મજળમાંરે નિત્ય નાહીએ. ભાઇ.

બાપુ સાહેબ.



## ૧૨૧

## સાચું સગપણ.

મુજ અબળાને મોટી મિરાંત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે;
વાળી ઘડાવું વિઠલવર કેરી, હાર હરિનો મારે હઇયેરે;
ચિત્ત માળા ચતુર્ભૂજ ચુડલો, શીદ સોની ઘેર જઇયેરે; મુજ.
ઝાંઝરીયા જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિછુવા ઘૂઘરા રામનારાયણના, અણવટ અંતરજામીરે; મુજ.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કૂંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે; મુજ.
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઇ કાચુંરે;
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, હરિને ચરણે જાચું રે; મુજ.

મીરાં.



## ૧૨૨

## પ્રભુલગની.

ગોવિંદો પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારોરે,
મને મારો રામજી ભાવેરે; બીજો મારિ નજરે ન આવેરે;
મીરાંબાઇના મેહેલમાંરે, હરિ સંતનનો વાસ,
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ; ગોવિંદો.

રાણોજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ. ગોવિંદો.
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજીને હાથ.
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ; ગોવિંદો.
વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય વિશ્વનો નાથ; ગો.
સાંઢવાળા સાંઢ શણુગારજેરે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મારે, જળરે પિવાનો દોષ; ગોવિંદો.
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમ માંય,
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગો.
સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલિયો નિર્દોષ; ગોવિંદો.
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચૂવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળી કાંબળી, દુજો ડાગ ન લાગે કોય; ગોવિંદો.
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજુર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો.

મીરાં.

૧૨૩

## જીવન શ્યામ.

સુન્દર જીવન શ્યામ
  હું તે શા, પ્રભુ! તમ ગુણુ ગાઉં !
વિરાટ વિશ્વંભર વિલસો છોઃ
પદરજ અમને હુસવી હુસો છોઃ
ગરવા પ્રભુ ગુણુ જાણુ !
  હું તે ક્યમ તમ ગાયાં ગાઉં !
હૈયાંને હિન્ડોળ હિંચો છોઃ
  અમ નયને રસતેજ સિંચો છોઃ
  ગુણુ મધુર પ્રિય પ્રાણુ !
    હું તે તમ પ્રભુતા જ પીછાનું !
નિશદિનનાં સુખ દુઃખ ભૂલવો છોઃ
ભોગવતાં ઉર અભય ભરો છોઃ
આ તે શાં અમ માન !
    હું તે તમ ગોપાલન માનું !
પ્રીતિ, ભક્તિ, વત્સલતાઃ જ્યાં-
    પ્રકટો છો પુરુષોત્તમતા ત્યાં.
સાંકેતિક સંજ્ઞાન.
    હું તે સમજું, ક્યમ સમજાવું !

અપાર્થિવ પુણ્યાત્મ પ્રભાવે,
વરે દેવવર દિવ્ય પ્રભાએ-
ભાગ્યોદય: ભગવાન !
હું તે કયમ પ્રભુ ! કીર્તન ગાઉં !

"લલિત"



૧૨૪

## શું ત્હારા ઉપકાર !

( આશાગોડીની ધૂન. )

શું ત્હારા ઉપકાર પ્રભુજી ! શું ત્હારા ઉપકાર !
વદન મનોહર નયન શ્રવણુની, શોભા અપરંપાર-પ્રભુજી.
હસ્ત ચરણુ ને નાસિકામાં, ખામી નહિ એ લગાર-પ્રભુજી.
જળ અગ્નિ ને પૃથિવી વાયું, શરીર તત્ત્વ ભંડાર-પ્રભુજી.
ષટ રસ, ઈન્દ્રી વિષયો રૂડા, વિવિધ જગે વિસ્તાર-પ્રભુજી.
શશી સુધાકુંપ, તારલિયા શા ! સૂર્ય તેજ અંબાર-પ્રભુજી.
નદી, સરોવર, સાગર ઉછળે, વિશ્વ અહા ! શો વિહાર-પ્રભુજી.
વર્ષા રૂડી, વસંત વિલાસો, કોયલડી ટહુકાર-પ્રભુજી.
રસની રેલમ્ છેલમ્ કીધી, શું તુજ ઉર ઉદાર-પ્રભુજી.
જ્ઞાન-જ્યોતિનાં કિરણો આપ્યાં હૃદયે પ્રેમ સંચાર-પ્રભુજી.
શું ત્હારા ઉપકાર પ્રભુજી—સૃષ્ટિ સરજનહાર.

"કુસુમાકર."



૧.૫

## પ્રભુની કૃપાઓ.

( અનુષ્ટુપ છંદ )

સર્વ તારી કૃપાઓ હું કેમ વિસ્મરૂં હે વિભો !
ઉંડી ઉંડી દયાઓ તે કેમ ભૂલું મહાપ્રભો !
પ્રકૃતિની સર્વ વસ્તુ તેં રચી મુજ કાજ છે,
ચંદ્ર ને સૂર્ય, તારાઓ, સિંધુ પૂર્ણ વિશાળ જે.
સાધવા તુજ આદેશો દેવદેવ ! જગે બધા-
તેં બહુ કાર્યસાધિની શક્તિ આપી કરી કૃપા,
ઉરના આનંદ ઉંડા, બુદ્ધિનો સુવિલ્લાસ જે,
આત્મનાં ઉદયનો ઉંચાં તેં દીધાં અવિનાશ હે !
ઉચ્ચ શક્તિ સહેવાની, ને પ્રભાભરી ભાવના,
ને બીજા ઉચ્ચ સદ્ગુણો તારી વિશ્વવિભો ! કૃપા.
સંકટે જે મહાશક્તિ ધૈર્ય અર્પી ઉગારતી,
હે પિતા ! કોણ અર્પી એ તુજ વિણ શકે કદી ?
ગુંથું આદેશ તારા હું પ્રવૃત્તિ પ્રતિ મુજમાં,
ઉચ્ચ એ પ્રવૃત્તિદ્વારા પામું નિવૃતિ તુજમાં.
તારી અર્પેલી શક્તિનો હું કરૂં સદ્વ્યય પ્રભો !
ધર્મ એ, પ્રવૃત્તિ યે એ, સાર જીવનનો ભલો.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.



૧૨૬

## સ્તવન.

( દીન્ડી. )

ગોળ ઘૂમ્મટમાં ઘુમી રહેલ ગોળા,
પુનિત પૃથ્વીથી ય. વિશાળ ને અમોલા;
તાપ છાંય વૃષ્ટિ ફૂળ ફુલો અનેરાંઃ
સુખદ સર્વ પ્રભુ ! એ તમે રચેલાં !
પ્રેમના પ્રસાદ સૌ પ્રભુ ! તમારા,
પ્રાણી માત્રમાં ચમક જગાવનારા !
હેતપ્રીતથી હો ! મ્હાલતાં એ સંગે,
ન્યાળી તમને પ્રભુ ! નાચતાં ઉમંગે,
માત તાત ભાઇ બ્હેન વ્હાલઘેલાં,
લાડકોડ પૂરતાં રમી રહેલાં,
લ્હાવ એ રચે હો ! સ્વર્ગ જીન્દગીમાં,
ઘેર ઘેર પુણ્ય થાય દેણુગીનાં.
કુસુમની કળી સમાં અમે તમારાંઃ
સ્નેહની સુગંધથી વધાવનારાં;
પાડ માનતાં ન આવડે તમારો,
બાળ ગભરૂ અણુસમજુને નિભાવો.

" લલિત. "



૧૨૭

## સ્તુતિનું અષ્ટક.

પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના ! દીનશરણ !
પિતા ! માતા ! બન્ધુ ! અનુપમ સખા ! હિતકરણ !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ સર્વસ્વ જનના !
નમું છું, વન્દું છું, વિમલમુખ સ્વામી જગતના !

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નિરખું,
મહાજ્યોતિ જેવું નયન શશિ ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવિ, ઊંડુ આકાશ ભરતો,
પ્રભો ! તે સૌથી એ પર પરમ તું દૂર ઉડતો.

પ્રભો ! તું આદિ છે, શુચિ પુરુષ પુરાણુ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ ! તું જ છે:
અમારા ધર્મોનો અહરનિશ ગોપાલ તું જ છે,
અપાપી પાપીનું શિવસદન કલ્યાણુ તું જ છે;

પિતા છે એકાકી જડ સકલ ને ચેતન તણો,
ગુરુ છે, મ્હોટો છે, જનકુલ તણો પૂજ્ય તું ઘણો:
ત્રણે લોકે, દેવા ! નથી તુજ સમો અન્ય, ન થશે,
વિભુરાયા ! તુંથી અધિક પછી તો કોણુ જ હશે ?

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિશે વાસ વસતો,
તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય હસતોઃ
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ ! નમસ્કાર જ હજો.

અસત્યો માંહીથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા;
ઊંડા અન્ધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઇ જાઃ
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ ! લઇ જા,
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઇ જા.

પિતા ! પેલો આઘે જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી સકલ નદનાં તે ગમ વહે :
વહો એવી નિત્યે અમ જીવનની સર્વ ઝરણી
દયાના, પુણ્યોના તુજ પ્રભુ ! મહાસાગર ભણી.

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇન્દ્રિયોની, મુજ મન વિશે ભાવ જ સ્મરૂં,
સ્વભાવે, બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઇક કરૂં.
ક્ષમા દ્રષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ! ધરૂં.

ન્હાનાલાલ.



૧૨૮

## માયાનો મહિમા.

ભરી માયા જગતમાં ભારી
પ્રભુ તારી, પ્રભુ તારી, પ્રભુ તારી, ભરી.
વેદ ન પામે ભેદ વર્ણતાં
શેષ જાય હારી,
અતિ ચમત્કારી પ્રભુ તારી. ભરી.
કેંતા તુજ કુદરતનો મહિમા, વાણી જાય હારી,
વિશ્વ વિહારી પ્રભુ તારી. ભરી.
અલ્પ મતિ હું કેમ ઉચરતાં, ધીર શકું ધારી,
મન હરનારી પ્રભુ તારી. ભરી.

નથુરામ.



૧૨૯

## માયાનું સ્વરૂપ.

માયાનો મર્મ મોટો રે, મોહોટપ પદ પાયા વો;
સમર્થ સંત શૂરા રે, પલકમાં પાર પડે. માયા.
હેત પ્રીત રીત ગતિ માયા કહિએ, ચતુરી વિવેક વિચાર

લાલણુા માયા બોલણુા માયા, માયા હરિનો દેદાર.
શક્તિ માયાની રે, માયા તો મન રાખે ઘડે; માયા.

ગાન ધ્યાન હરિ સ્મરણુ શક્તિ, માયાતણું પ્રમાણુ,
કુરાન પુરાણુ વેદ ભેદ ભારે, માયા મૂળ મંડાણુ;
આદ્ય દેવી શક્તિરે, ગુણુવંત ઘાટ ઘડે; માયા.

બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્ણુ રૂપ;
માયા કરંદા માં કર હો માયા, માયાનું અકળ સ્વરૂપ;
જંતુ જીવ જાય જ રે, અજાણ્યા અરણ્ય મધ્ય આથડે;માયા.

મૂરખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર,
માયા ત્યાંસુધી કાયા રહેશે, સંગે સરજનહાર;
કાયાવડે ધીરો રે, માયા વસ્તુ જડે; માયા.

ધીરો.



૧૩૦

## માયાનું વર્ણન.

કોણુ જન્મ્યું એવું જગતમાં, જેને માયા ન વળગી;
કૃપા કરી કૃષ્ણે તારીઆ તેથી, કીધી છે અળગી. કોણુ.

નખશિખ લગી ઘણાંને ગળ્યાં, બહુ રહી લપટાઇ;
કેટલાકને લપટી ખસે ખરી, પાછી ભેટે ધાઇ. કોણુ.

કેટલાકને ડરપાવે દૂરથી, કોઇને ઢોળી પાડે;
કોઇ હડસેલે હળવી રહી, કોઇને કર અડકાડે. કોણ.

કોઇ પૂરણ, કોઇ પોણામાં, કોઇ અડધા, કોઇ પામાં;
કયહું આનો કયહું અંશ, પણ નહિ કોઇવણ પરશામાં. કોણ.

ચિત્ત હરિમાં ન દે લાગવા, લાગ્યું હોય તો છોડાવે;
ક્લેશ નિરંતર કાલજે અવિદ્યા એજ કહાવે. કોણ.

હું તું મારૂં તારૂં જ્યાં રહ્યું, ત્યાં સમજી લેજો માયા;
તે તો નથી એક કૃષ્ણમાં, બીજા જ્યાં કૃષ્ણ દાસ. કોણ.

મોહ પ્રપંચ તો સામટો છૂટી, હરિમાં તે લાગે,
આશા ત્રાસ સહુથી મટે, જ્યારે પ્રભુ બળ જાગે. કોણ.

દયા પ્રભુ નિજ બળ દાખવે, જ્યાં સિફારસ સાંભળી;
તે તો શ્રી વલ્લભ દાસને, બીજી સહુ કૃતિ નબળી. કોણ.

દયારામ.



૧૩૨

## માયાનો મોહપાસ.

હરિ હું શું કરૂં રે; મારો માયા ન મૂકે કેડો.
કોટિ કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમું હજુ નહિં છેડો;
મુજથી ન છુટે તે આપ છોડાવો મારો કીયે કાળ નવેડો. હરિ.

સેવા સમરણ કામ કરૂં, મારો ક્ષણ એ ન છાંડે હેડો;
શું ગજું મારૂં એ અવિદ્યા જીતી, કરૂં ચરણ કમળ નેડો. હરિ૦
આપ વિના એના સહુ ચેલા, કોને કહું દુઃખ ફેડો;
દાસી તમારી જાય પ્રેરી ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ૦
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડ્યો ન ખસેડો;
માયાને કામ અગ્નિથી બચે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ.

દયારામ.



૧૩૨

## તૃષ્ણા.

તૃષ્ણા કોની નવ ભાગી ત્રિલોકમાં, તૃષ્ણા કોની નવ ભાગી;
રાજાને, રંકને, જોગીને ભોગી, આશા ઉમેદ સૌને લાગી.
ત્રિલોકમાં.
કોઇ તન દુખિયા, કોઇ ધન દુખિયા, અન્ન દુખિયા રહે અભાગી
પુત્ર પરિવારની આશા સંસારમાં વિશ્વ રહ્યું છે સૌ માગી.
ત્રિલોકમાં.
આશા પૂરણ કોની નથી જગતમાં, તૃષ્ણા બાંધી છે આધી
આધી;
ભરનિંદ્રામાં ભૂલા ભમે છે, કોઇએ ન જોયું જાગી. ત્રિલોકમાં.

અપરમ વેપારનો પાર ન આવ્યો, કાળની તો નોબત વાગી,
લેવું દેવું ધનપાળ મૂકીને, તત્ક્ષણ ચાલ્યા ત્યાગી. ત્રિલોકમાં.
સંત શીરોમણી મોટા કહેછે, સમજે સવારા સોહાગી;
દાસ જીવન પ્રભુ મહા પદ પામ્યો, ભક્તિ ભુતળ લીધી માંગી.
ત્રિલોકમાં.

જીવન.



૧૩૩

## માયાની જાળ.

દુનિયાં દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્ત્તા વસે પાસેરે, બાજી કાંઇ નવ બૂજે; દુનિયા.
જીવ નહીં એને હરિ કરી માને, પૂજે કાષ્ટ પાષાણ,
ચૈતન્ય પુરૂષને પાછળ મૂકે, એવી અંધી જગત્ અજાણ;
અર્કને અજવાળેરે, પ્રસિદ્ધ મણિ નવ સૂઝે; દુનિયા.
પાષાણનું નાવ નીરમાં મૂકે, સોવાર પટકે શીશ;
કોટી ઉપાયે તરે નહિ એતો, ડુબે વસા વીશ;
વેળુમાં તેલ ક્યાંથીરે, ધાતુની ધેનુ શું દૂજે; દુનિયા.
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મળ જળમાં ન્હાય;
મહા મણિધર પેઠારે ડરમાં તો, રાફડો ટીપે શું થાય.
ઘાયલ ગતિ ઘાયલરે, જાણીને જ્ઞાની ઘાવ રૂઝે. દુનિયા.

સદ્‌ગુરૂ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પંડમાં પેખ,
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરોરે, જાહેર જગત મધ્યે ઝૂઝે. દુનિયા.
ધીરો.



૧૩૪

## માયાનો ભેદ.

### પદ. કાફી.

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી. તરણા-ટેક.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન,
દધી ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહિરે, વાણી ન પ્હોંચે વિસ્તાર,
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં—તરણા.
મન પવનની ગતિ ન પ્હોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ, જેણે રચ્યા બ્રહ્માંડ,
ઠામ કો નહિ ઠાલો રે, એક અણું માત્ર કહી—તરણા.

સદ્‌ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા પ્રકાશ;
શાશા દોડી સાધન સાથે, પોતે પોતાની પાસ,
દાસ **ધીરો** કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી;-તરણા.

ધીરો.



૧૬૫

## પ્રારબ્ધ.

જે ગમે જગત ગુરૂદેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે,
ઉગરે એક ઉદ્વેગ ધરવો;
હું કરૂં હું કરૂં, એજ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણુ છે, સર્વ એણીપેરે,
જોગી જોગેશ્વરા કોઇક જાણે, જે.

નીપજે નરથી તો, કોઈ ન રહે દુઃખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઇ, દ્રષ્ટે આવે નહીં;
ભવનપર ભવનપર છત્ર રાખે. જે.

ઋતુલતા પત્ર ફળફુલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહુના ભાગ્યમાં, જે સમે જે લખ્યું,
તેહુને તે સમે તેજ પોહોંચે. જે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું:

નરસૈં મહેતો.



૧૩૬

## પ્રભુમાં શ્રદ્ધા.

જેને રામ રાખેરે, ત્હેને કુણુ મારી શકે;
અવર નહિ દેખુંરે, બીજો કોઇ પ્રભુ પેખે. જેને.
ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંકને કરેરે રાય,
સ્થળને સ્થાનકે જળ ચલાવે, જલ સ્થાનક સ્થળ થાય,
તરણાનો તો મેરુરે, મેરુનું તરણું કરી દાખવે. જેને.
લીંબાડાથી બળતાં રાખ્યાં, મંજારીના બાળ,
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ,
અંતવેળા આવોરે પ્રભુ ત્હમે ત્હેની તડે. જેને.

બાણુ તાણીને ઉભો પારધી, સીંચાણો કરેરે તકાવ,
પારધીને તો પગે ડસિયો, સીંચાણા શિર નહિ ઘાવ,
બાજ પડયો હેઠોરે, પંખી ઉડી ગયાં સુખે. જેને.

ગજ કાતરણી લેઇને બેઠા, હરજી તો દીન દયાળ,
વધે ઘટે ત્હેને કરે બરોબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાનારે, હરિ તો મારો હીંડે હેતે. જેને.

ધીરો.



१३७

## કૃષ્ણને કરવું હોય તે કરે.

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય પરે; કૃષ્ણને.
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણને.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને.

થનાર વસ્તુ થયા કરે જ્યમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણિ પેર જાશે, જ્યમ ગજ કોઠું ગરે. કૃષ્ણને.
જેવું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઇથી, શીદ કુટાઈ તું મરે. કૃષ્ણને.
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખે સંચે દુઃખ હરે;
આપપાણું અજ્ઞાન કુલ એ, મૂળ વિચારે ખરે; કૃષ્ણને.
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે કૃષ્ણને.

દયારામ.



૧૩૮

## વ્હાલાનો નિવાસ.

નિશ્ચેના મેહેલમાં વસે મારો વા'લમો, રે
વસે વ્રજ લાડીલો રે;
જેરે જાએ તે ઝાંખી પામેજી રે.
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધે રે,
હરિ ના મળે એકે ઠામેરે. નિશ્ચેના. ૧
સત્સંગ દેશમાં ભક્તિ નગર છે રે,
પ્રેમની પોળ પુછી જાજો રે;

વિરહ તાપ પોળિયાને મળી મો'લે પેસજોરે,
સેવા સીડી ચડી ભેળા થાજોરે- નિશ્ચેના ૨

દીનતા પાત્રમાં મન મણિ મૂકીરે,
ભેટ ભગવંતજીને કરજોરે;
હુંભાવ પુંભવ નોછાવર કરીનેરે,
શ્રી ગિરિવરધર વર તમે વરજોરે. નિશ્ચેના ૩

એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે,
કૃપા વિના સિદ્ધિ ન થાએ રે;
શ્રી વલ્લભ શરણ થકી સહુ પડે સે'લું રે,
દૈવીજન પ્રતિ દયો ગાએ રે. નિશ્ચેના ૪

દયારામ.



૧૩૯

## તિમિર વિલોપન.

પદ.

જગજ્જનનિ! મોહ રજનિ-તિમિર વ્યાપ્યું જો! વિશાળ;
વિકટ અટવી મહિં અન્ધ બની ભમું દીનબાળ, જગજ્જનનિ ૧
કૃપા કૌમુદી મુદદાયિની તુજ વિકસતાં દયાળ!
અમૃતસિન્ધુતણો પન્થ વિશદ થશે તેજ કાળ. જગજ્જનનિ. ૨

રહે ખેંચી અન્ધકૂપ ભણી મુને જગજાળ;
દિવ્ય જ્યોતિ ભણી ઊડવા તું શક્તિ દે કૃપાળ! જગજ્જનનિ. ૩
દોડી આવું જનનિ! તુજ ઉછંગ, જે છે અમૃતસાર;
પછી ભય ન ધરૂં, કેમ દહે પછી ભવ-અંગાર? જગજ્જનનિ. ૪
મોંઘું પ્રેમ-અમૃત જનની હૃદય કેરૂં પીતાં વાર
તુચ્છ જગતતણા અર્થ સર્વ લાગિયા અસાર.
જગજ્જનનિ! મોહ રજનિ-તિમિર ઊડી ગયું દૂર!
રેલ્યું દિવ્ય કૌમુદીતણું વિશાળ શાન્તપુર. દિવ્ય જનનિ. ૫

( નરસિંહરાવ. )



૧૪૦

## હરિનામ.

લીધૂં હરિનામ, સોહિ નર જીવ્યા રે!-
બીજા જીવ્યા તે તો જાણે મૂવા!
લીધૂં હરિનામ, સોહી નર જીવ્યા રે!
પુછ્યું નારદે કૃષ્ણને એવું રેઃ—
'પ્રભુ! તમને ગમે ક્યાં રહેવું રે?'
લખ્યું ભાગવતે જોઇ લેવું.—

લીધૂં હરિનામ.

'ના ના વૈકુંઠમાં હું વિરાજું રે—

'નહીં યોગી ઉરે, કહું સાચુંરે—
'ગાય ભક્તો મ્હારા તહીં નાચું!' લીધું હરિનામ.
નથી મન્ત્રો કે દેવોની શક્તિ રે—
ઉગે શ્રદ્ધાથી, ભક્તિથી જ્યોતિરે
કૃતિ હરિમથી ગીતાએ બોધી લીધું હરિનામ.
જયમ સાગર ઊર્મિ છલકતા રે—
ત્યમ દશ દિશ આપ ઉલસતા રે—
હરિ કર્ત્તા અને હરિ ભોકતા.— લીધું હરિનામ.

'સાગર'



૧૪૧

## પ્રભુ પ્રાર્થના.

પ્રકટ પ્રભુ! તુજ પ્રકટ પ્રભુતા
અજબ ભરે ઉજ્જવલ રસમયતા. પ્રકટ.
બુદબુદ શા અમ ભવ બેડલીયા
ડગમગતા તુજ શરણે શમતા. પ્રકટ.
પરમય પ્રિયમય અકલિત ઘટના
સતત વહી રહે લલિત લીલા આ. પ્રકટ.
પરમ કરે કલ્યાણ જગત્‌નું
તુજ કરૂણાની સરળ કલા આ. પ્રકટ.

લલિત.



## ૧૪૨

## " કહી દે ઇશ્વર એક જ છે. "

કહી દે, ઇશ એકજ, એક જ છે;
સંસારથી પાક પવિત્ર જ છે;
નથી જન્મ લીધો—
નથી જન્મ દિધો—
કદિ કો કુખથી,—
કદિ કો જનમી;
નથી ખેશ બિરાદર એક વળી,
ખલકે,
ફુલકે,
નહિ કોઇ સ્થળે.

૨

ખુદ આપ જ આપ થકી પ્રકટી
પ્રકટાવી દિધી સઉ ખલકતને;
ધર્યું નામ ખુદા
રહ્યું યાદ સદા;
ઇશ એકજ, એકજ, એકજ છે.

કરીમ મહમદ માસ્તર.



૧૪૩

## હરિના દર્શન.

મારા નયણુંાંની આળસરે, ન નીરખ્યા હરીને જરીઃ
એક મટકુ ન માંડયું રે, ન ઠરીઆં ઝાંખી કરી.

શોક મોહના અગ્નિ રે તપે, તેમાં તપ્ત થયાંઃ
નથી દેવના દર્શન રે કીધાં, તેમાં રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સ્રજનમાં સભર ભર્યાઃ
નથી અણુ પણુ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મને છાઇ રહેઃ
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ સદાઃ
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીયે ન થાય કદા.

પણુ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડરે, ન ગમ તોયે કંઇ દિનની.

સ્વામી સાગર સરીખારે, નજરમાં ન માય કદીઃ
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! કયારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ ! કયારે ઉતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદાઃ
નેનાં ! નીરખો ઉંડેરૂં રે, હરિવર દરસે સદા.

આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરીઃ
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ.

ન્હાનાલાલ.



૧૪૪

## દર્શન.

( ભૈરવી રાગિણી )

" મંગલ મન્દિર ખોલો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
જીવનવંન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !

નામ મધુર તમો રટયો નિરન્તર,
શિશુ સહુ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ-અમીરસ ઢાળો,

દયામય !

મંગલ મન્દિર ખોલો !"

( ખંડ હરિગીત. )

દિવ્ય દીપ્તિથી દીપતો
બાળ મુજ ઊભો રહ્યો,
દિવ્ય મન્દિર ઊઘડયું,
ને તાતચરણે એ ઢળ્યો.

નરસિંહરાવ.



૧૪૫

## વિભૂને ચરણે

રાખોને તમ પાસ, પિતા! હવે-
રાખોને તમ પાસ.
અન્ય ન માગે દાસ, પિતા! હવે-

રાખોને તમે પાસ.
પતિત બાલ પડ્યો ચરણે તવ,
પૂરો તેની આશ; પિતા ! હવે-

રાખોને તમ પાસ.
ગૂઢ તિમિરથી છાયું હૃદય આ,
પ્રકટાવો સુઉજાસ; પિતા હવે-

રાખોને તમ પાસ.
આ દીન બાલ ફરી ફરી વિનવે,
તમચરણે દયો વાસ; પિતા હવે-

રાખોને તમ પાસ.
રાખોને તમ પાસ, પિતા ! હવે-

રાખોને તમ પાસ.
અન્ય ન માગે દાસ, પિતા ! હવે-

રાખોને તમ પાસ.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી



૧૪૬

## પ્રભુનાં દર્શન

આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !
વન્દિયે પ્રભુ ! આવો, અભિનન્દિયે વિભુ !
આવો, સાધુ સંત સંગ વન્દિયે પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

આનંદ મંગળને પ્રસંગ,
ઉમંગ અતિશય જાગતો,
નયને નયન મળતાં મહા
જ્યોતિ પ્રકટ પરખાવતો !

એકમાં અનેકમય વધાવિયે પ્રભુ !
વધાવિયે પ્રભુ ! આવો અભિનન્દિયે વિભુ !
યોગક્ષેમ સ્નેહ દયાભાવમાં પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

પ્રભુનાં જનો પગભર થઇ,
પગલે પ્રભુને પરવરે,
પગલાં પ્રભુતાનાં ભરે,
ત્યાં જગતજન સઉ સંચરે !

પુણ્ય કેરાં દર્શને પિછાનિયે પ્રભુ !
પિછાનિયે પ્રભુ ! આવો, અભિનન્દિયે વિભુ !
યજ્ઞ, દાન, તપ, વ્રત, સદ્વર્તને પ્રભુ !
આવો, આવો, આવો, આવો, વન્દિયે પ્રભુ !

"લલિત"



૧૪૭

## આરતિ-ગીત.

એ હરિ સુન્દર ! એ હરિ સુન્દર !
મસ્તક ધરૂં તવ ચરણુ પરે,
સેવક કેરી ભક્તિ ભક્તિ એ,
પ્રેમિક કેરા પ્રેમ-ગૌરવે,
દુઃખિત જનની વ્યથા વ્યથાએ,
સુખીના આનન્દે સુન્દર હે !
મસ્તક ધરૂં તવ ચરણુ પરે.
કાનને કાનને શ્યામલ શ્યામળ,

---

અમૃતસરના સીખ-ગુરૂ દરબારનું આરતિ-ગીત-મૂળી=ગુરૂ મુખિ ઉપરથી.

પર્વતે પર્વતે ઉન્નત્ ઉન્નત્,
સાગરે સાગરે ગંભીર હે !
મસ્તક ધરૂં તવ ચરણુ પરે.
ચંદ્ર સૂરજ બાળે નિર્મળ દીપ,
જગ મન્દિર તવ ઉજવલ કરે;
મસ્તક ધરૂં તવ ચરણુ પરે.

બકુલ.



૧૪૮

## અલહમ્દો.

સઉ તા'રીફ છે અલ્લાહ તણી;
સઉ આલમનો અલ્લાહ ધણી, ૧

બહુ રહેમ કરે, બક્ષીસ દિયે;
દિન કયામતનો કુલ માલિક એ. ૨

રબ ! બંદગી ત્હારી જ સૌ કરીએ;
વળી ત્હારીજ સ્હાય સદા ઇછિએ. ૩

સીધી રાહ બતાવ-ખુદા અમને;
સીધી રાહ ગયા-
તુ-ઇનામ મળ્યા:
નહિ કે- ૪

જન જે ભુલમાં ગુમરાહ થયા,
તુજ ખૌફ તણા કંઇ ભોગ થયા. ૫

બસ રાહ સીધી, રબ ! દાખવજે,
સીધી રાહ લઇ તુજથી મળીએ. ૬

–કહું આમીન !–આમીન !–આમીન–એ !

કરીમ મહુમદ.



૧૪૯

## તત્ત્વ ચિંતન.

જાગીને જોઉંતો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા.

પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં, અણુ અણુ માંહિ રહ્યાંરે વળગી,
ફુલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે અળગી. જા.

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી, નામરૂપ જુજવાં, અંતેતો હેમનુ હેમ હોયે. જા.

જીવને શિવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચોદલોક કીધા,
ભણે નરસૈંયો એ,તેજ તું તેજ તું,એને સમર્યાથી કંઇ સંત સીધ્યા. જા.

નરસૈં મહેતા.



૧૫૦

# એક તું શ્રી હરી.

ઝૂલણા.

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરી, જુજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણિ તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો
એજ આશે. અ૦

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે,
કનક કુંડલ વિષે ભેદ ન હોય;
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં,
અંત્યે તો હેમનું હેમ હોય. અ૦

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ, મન તણી શોધના,
પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. અ૦

નરસૈં મહેતા.



## ૧૫૧

## ઇશ્વર સ્તુતિ

તુંહી શ્યામ તુંહી શ્યામ તુંહીરે,
હું તો નીરખું તુજને ઠામ ઠામ;
બસ તુંહીરે શ્યામ તુંહી શ્યામ તુંહી.
મનમાં જોયું બાહેર જોયું, જોયું સકળ સંસાર;
આ બ્રહ્માંડની માયા જોઈ વળી, પણ નહિ આવ્યો પાર;
સઘળે જયોતિ તારીરે. હું તો.
આ તનનો રંગ મહેલ બનાવ્યો; માંહી ભર્યો દરબાર;
અનહદ વાજાં વાગી રહ્યાં કાંઇ, જીવ રમે એકતાર;
ચલકે જયોતિ તારીરે. હું તો.

મૂળશંકર હરિનંદ



## ૧૫૨

## પ્રભુ દર્શન.

સાંભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠો રે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠોરે; સાંભળ.
દૃષ્ટિ ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારો રે;
સત્ય અનંત જ જેહેને કહીએ, તે નવધાથી ન્યારોરે. સાંભળ.

નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશે રે;
અચવો રસ છે એની પાસે, તે પ્રેમી જનને પાશે રે; સાંભળ.

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવોરે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેહેવો મેવોરે. સાં.

જ્યાં લગી જયમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલોરે.
આવે ના જાએ, જાએ ના આવે, નહીં ભર્યો નહીં ઠાલોરે; સાંભળ.

પૂર્ણાનંદ પોતે પુરૂષોત્તમ, પરમ ગત છે એનીરે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જોજો ચિત્તમાં ચેતીરે; સાંભળ.

હું તું મટશે દુગ્ધા ટળશે, નિરભે થાશો નરખીરે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈયામાં હરખીરે; સાંભળ.

નરસૈં મહેતો.



૧૫૩

## પ્રભુ પ્રીતિ.

મુખડાની માયા લાગીરે, મોહન પ્યારા; મુખડાની માયા લાગીરે;
મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં,
મન મારૂં રહ્યું ન્યારું રે; મોહન પ્યારા.
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીરે, મોહન પ્યારા.

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શિદ જઇયેરે. મોહન પ્યારા.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યોરે; મોહન પ્યારા.
મીરાંબાઇ બલિહારી તારી, આશા એક મને ઉરધારી;
હુવે હું તો બડભાગીરે; મોહન પ્યારા.

મીરાં.



૧૫૪

## ( ગીતાંજલિ )

પ્રભુ ! આજે પ્રીત તુજ અદકી જણાય, (૨)
અમલ અમૃતતણી ધાર ચરણેથી વહે,
પ્રાણ દેહ, ચિત્ત સર્વ, ભીંજવી–ભીંજવી વહે,
પીયૂષનાં ઘન પીંગળાય, પ્રભુ૦
પ્લાવિત કર્યાં છે સકળ ભુવન ને ગગન,
દિશે દિશે, શોક બંધ તૂટી, જોને વહે આનંદ,
જીવન સુધાથી ઉભરાય. પ્રભુ૦
રસ–સરોવરે મ્હારૂં ચેતના–વારિજ ખીલ્યું,
ચરણે ત્હારે નમ્યું ને ઉરેથી મધુ જો ઢળ્યું
ઢોળી; ઝીલી અમૃતની ધાર. પ્રભુ૦

વિમલ પ્રકાશે, ચિત્ત, જ્યોતિ ઉષા સમી જાગી,
ઉરથી આપસ સર્યું, આંખોએ જો સુસ્તી ત્યાગી,
લાગ્યા ત્યાં તો સ્તવનોના તાર. પ્રભુ૦

'મલયાનિલ.'



૧૫૫

## આનંદ.

ગગને આજ પ્રેમની ઝલક છાઇરે–ગગને આજ–પ્રેમની;
ધન્ય ભાગ્ય તેનાં જેણે,
પ્રેમ પી નીહાળ્યો તેણે,
સુખને શું કહેશે વેણે રે—
ગગને આજ પ્રેમની ઝલક છાઇરે.
સાંભળશે કોણ કહેશે,
શા થકી વખાણી લેશે,
ન કહ્યે કહેવાઇ રહેશે રે–
ગગને આજ પ્રેમની ઝલક છાઇરે.
પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે,
મણિ જેને મન ભાવેરે–
ગગને આજ પ્રેમની ઝલક છાઇરે.

મણિલાલ નભુભાઇ.



# લેખકાનુસાર અનુક્રમણિકા.